શ્રી

# મહાન ઉદયરત્ન કૃત સંગ્રહ.

## ભાગ ૧ લો.

છપાવી પ્રસિદ્ધ કરનાર.


**શા૦ વાડીલાલ ડાહ્યાભાઈ.**

તથા

**શેઠ સોમાભાઇ પાનાચંદ.**

મુ૦ ખેડા.





**અમદાવાદ.**

"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ" માં છાપ્યું.

સંવત ૧૯૪૫ — સને ૧૮૮૯

૩૯૩૦

શ્રી

# મહાન ઊદયરત્ન કૃત સંગ્રહ.

## ભાગ ૧ લો.

સાધર્મિક ભાઇઓને ભણવા વાંચવાને
સારૂ યથામતિ સોધન કરીને.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**શા૦ વાડીલાલ ડાહ્યાભાઈ.**

તથા

**શેઠ સોમાભાઇ પાંનાચંદ.**

મુ૦ ખેડા.


## અમદાવાદ.

"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ" માં છાપ્યું.

**આવૃતિ ૧ લી–પ્રત ૫૦૦**

સંવત ૧૯૪૫ સને ૧૮૮૯.

કીંમત ૦-૫-૦

॥ श्री पंच परमेष्टीभ्यो नमः ॥

# શ્રી મહાન ઊદયરત્ન કૃત સંગ્રહ.

## ભાગ પેહેલો પ્રારંભ.



અથ શ્રી.

## થૂલીભદ્રનો નવ રસો પ્રારંભ.

દુહા:

સુખ સંપત દાયક સદા, પાયક જાસ સુરંદ;
સાસન નાયક સિવ ગતિ, વંદુ વીર જીણંદ. ૧
જંબુદ્રિપના ભરતમાં, પાડલી પુર નૃપ નંદ;
સૂખડાલ મેંતો તસુ પ્રીયા, લાછલદે સુખ કંદ. ૨
નાગર નાત સિરોમણી, નવ તેહને સંતાન;
સાત સુતાસુત દોય તસુ, વંસ વધારણ વાંન. ૩
થૂલીભદ્ર ભોગી ભમરલો, મુનિવરમાં પણ સિંહ;
વેસ્યા વલુંધો તે સહિ, ન ગણે રાતને દીહ. ૪
કનક ટકા તેણે વિધ્રવા, સાઢીબાર ક્રોડ;
બાર વરસ વોલિ ગયાં, પણ છયલ ન સકે છોડ. ૫
સકડાલ મેંતો તેણે સમે, કવિશ્વર દુહવ્યો કોય;

તે માટે મરવું પડ્યુ, તે જાણે સઉ કોય. ૬
સરિયો બાંધવ તેણે સમે, પામી નૃપ આદેશ;
થૂલીભદ્રને તેડવા, આવ્યો મંદિર વેશ. ૭
હકિકત તેહની સાંભળી, થૂલીભદ્ર કહે સુણ નાર;
આજ્ઞા જો આપો તમે, તો જઈ આવું એકવાર. ૮

## ઢાળ ૧ લી. રાગ કેદારો.

સાસુ પુછેરે વહુવાત માળા કિહાંછેરે. એ દેશી.

મુને મારા બાપના સમજો,
જાવા નહિ દેઉરે;
તુજ થકી હું ઘડી એક,
અળગી નહિ રહુંરે. જા૦ ૧
નંદરાય જો આવસે પોતે,
વ્હાલા મારા તેહને ઉત્તર દેશુંરે;
મિઠડા મ્હારા જે ફરમાવસો તે,
માથે ચડાવીને લેસુરે. જા૦ ૨
પાડલીપૂરની સેરીએ ભમતાં,
વ્હાલા મારા રત્નચિંતામણી લાધુરે;
જાંણુ પુરૂષમાં તુહિજ દીઠા,
વ્હાલા તુજથી દીલડુ બાંધુરે. જા૦ ૩
સહજે તારૂં થુંક પડે જીહાં,
વ્હાલા ત્યાંહાં હું લોહી રેડુંરે;
પ્રાણ જીવનજી તમે પાછું વાળો,

શ્રી નંદરાયજીનું તેડુંરે. જા૦ ૪
ખાંતે કરીને ખુબ ખમસ્યું,
વ્હાલા પણ નહિ હવે મેલુ કેડારે;
એમ કરતાં જો પીઉ તમે ચાલો,
તો મુજને સાથે તેડારે. જા૦ ૫
કોલ કરીને થૂલીભદ્ર ત્યાંથી,
વ્હાલા આવ્યા મંન આણંદીરે;
ભુપને ભેટી સંયમ લીધો,
ઉદયરત્ન પાય વંદિરે. જા૦ ૬

દુહા.

કહે થૂલીભદ્ર સૂણો ભૂપતી, કિમ માર્યો મુજ તાત;
મુજને તેડા કિમ મોકલ્યો, કહો હવે તે અવદાત. ૧
ભૂપ કહે થૂલીભદ્ર સૂણો, વાંક નહિ મુજ કોય;
પંડિત એક દેશાંતરી, મુજ સૂણી આવ્યો સોય. ૨
કવિત ગુણ મારા કહ્યા, ઊળગ કીધી અપાર;
તવ ત્રૂઠીમેં તેહને, દીધા લાખ દીનાર. ૩
મેહેતા ભણી મેં મોકલ્યો, લેવા લાખ પશાય;
ભોજન ભક્તિ કરે ઘણી, પણ નવ દે લાખ સવાય. ૪
દિન દશ પાંચ વોલિ ગયા, કહે પંડિત સૂકુમાલ;
આપો મુજને હવે તુમે, જે ત્રૂઠા ભૂપાળ. ૫
મેહેતો કહે હમે આપશું, દામ સહિત અર્દ્ધ લાખ;
કેહે પંડત હું લાખ લેઉ, ઈમ કેમ બોલેભાખ ૬

હા ના કરતાં તેહને, રીસ ચડી થૂલીભદ્ર;
હુડ ચડ વાદ થયો ઘણો, તે પંડિત હૈડે ક્ષુદ્ર. ૭
તેણે રૂઠે દુહડો કરી, આવી કહી મુજ વાત;
હું નહિ જાણું કુડ ગતિ, મેં કરી રતનની ઘાત, ૮
નંદરાય જાણે નહિ, તેમ સુકડાલ કરે;
નંદરાય મારી કરી, સરીઓ પાટ ઠવે. ૯
પંઠિત નાસીને ગયો, તજી સવિ માહરો દોષ;
રાજ્ય ચલાવ્યો જોઈયે, મેહેતા વિણ સ્યો નરેશ. ૧૦
તવ મે શીરિયાને કહ્યો; કાં મલ્યો શિરદાર;
આજ પછી વંશ માહરો, કોઈ ન લોપે કાર. ૧૧
વળી સરિએ મુજને કહ્યો, થૂલીભદ્ર મારો ભ્રાત;
તે બેઠા હું કયમ ગ્રહું, સુણ નંદરાય અવદાત. ૧૨
તે માટે તમને કહું, લ્યો કાંમો ઉજમાલ;
હું ઠાકોર પ્રજા તણો, તું લીલા લહેર ભુપાલ. ૧૩
તેની સુણી થૂલીભદ્ર કહે, સૂણો હો શ્રી નંદરાય;
આવું આલોચી હું હવે, પછે ગ્રહું કાંમો સૂખદાય.૧૪
રાજ સભાથી ઊઠીને, આવે મંદીર જાંમ;
મારગમાં મુનિવર મલ્યા, સંભુતિવિજઈ ઈણે નામ.૧૫
ત્રણ પ્રદક્ષણા દેઈને, કરે આલોચ વિચાર;
થૂલીભદ્ર ગુરૂને વિનવે, સંયમ દો સુખકાર. ૧૬
ગુરૂ વિચારે ચિત્તમાં હલુઆ કર્મી એહ;
વળી પ્રાણ પ્રતિબોધવા, એ થૂલીભદ્ર ગુણ ગેહ.૧૭
સરિયાની અનુમતિ લહી, લીધો સંયમ ભાર;

વિહાર કરે ત્યાંહાંથી હવે, કોઈક દેશ મોઝાર. ૧૮
હવે કોસ્યા કામની તિહાં, જોવે વાલંમ વાટ;
થૂલીભદ્ર રૂશી નાવિઆ, મુનિ હેંડોલા ખાટ. ૧૯
હેશાખી ઉઠ ઊતાવળી, સજી સોળ સણગાર;
ઘર વિલપંતિ સુંદરી, તે કયાં છોડિ નિરધાર. ૨૦
ચાર ઘડિની અવધિ કરિ, આવ્યો આશાઢો માસ;
કાંમણગારો કંથજી, સખિ નાવ્યો આજ આવાસ. ૨૧
તે ઉઠી ઊલટ ઘરી; વાલમ જોવા વાટ;
ઊદયરત્ન એમ વિનવે, હવે કોશ્યા કરે વિલાપ. ૨૨

## ઢાલ ૨ જી.

### માલાની દેશી.

આવ્યોરે અશાઢો માસ, નાવ્યો ધુતારોરે. એ રાગ.

મુંને જીભ્યો વિરહ ભુજંગ,
કોઈ ઉતારોરે;
વિરહ તણો વિખ વ્યાપ્યો સઘળે,
વ્હાલા ફુલ સી દેહડી દાજીરે. ના. ૫
સુકડાલના સુત પાસઇ બીજો,
નહિ કોઇ મંત્રને વાદીરે; ના. ૨
એના ઝહેરની ગતિ અનેરી,
વ્હાલા માંને નહિ મંત્રને મોરોરે;
એક વાતનો અંત ના આવ્યો,
દુઃખ પણ આપ્યો દારોરે. ના. ૩

ઝરમર ઝરમર મેઉલો વરસે,
વ્હાલા ખુલે હલ વાઉલો વાજેરે;
બપૈયો પિઉ પિઉ પોકારે,
વ્હાલા કોઇ મુને પિઉડા દેખાડોરે. ના. ૪
વઇરીની પેરે એ વરશાળો,
વ્હાલા મુને આવી લાગ્યો આડો;
તનમન તિલ પાપડ થયું મળવા,
વ્હાલા કોઈ મુને પીઉડા દેખાડો. ના. ૫
એણે અવસર શ્રીગુરૂ આદેશે,
વ્હાલા થૂલભદ્ર ચોમાસુ આવ્યારે;
ઉદયરત્ન કહે કોસ્યા રંગે,
મોતીડે વધાવ્યારે. ના. ૬

દૂહા.

એણે અવસરે શ્રી ગુરૂ આદેશે, લેઈ આંણા ઉદાર;
ચોમાસું રેહવા ભણી, શ્રી થૂલીભદ્ર અણગાર. ૧
લેઈ ઈર્યા સૂમતી સોધતા, હલુવા ધરતા પાય;
બાળપણાની પદમિનિ, થૂલીભદ્ર મનાવા જાય. ૨
વજ્ર કછોટો દ્રઢ કરી, હવે થૂલીભદ્ર મૂણિંદ;
કોશ્યા મંદિર આવીયા, હઇડે ધરી આણંદ. ૩
તવ દાસી ઉતાવળી, દીધી વધાઈ કોશ;
વાલિમ આવ્યો વિરહણી; ન ધરે મન અંદોષ. ૪
તવ ઉઠી સા સુંદરી, પિઉ મળવા કાજ;

ચાતુક જીમ ચતુરા પણે, તે ઉભી કરી લાજ. ૫
સુણો સખી પીઉ મુજ ભણી, છટકી દીધો છેહ;
ચ્યાર ઘડી મુજને કહી, પિઉ અવરાં કીધ સનેહ. ૬
લાંપ તણો જીમ તાંતણો, વળી જેવો સંધ્યાવાંન;
ઠાર તણો જીમ મેહલો, તિમ નાગર મિત્રનું માંન. ૭
મેહેણાં દેતી માંનની, મધુરાં બોલે વયણ;
આજ સફળ ઘર આંગણે, વળી સફળ દીન રયણ. ૮
મોતી થાળ વધાવ્યને, કોશ્યા કરે અરદાસ;
પૂરવ પ્રીત સંભારીએ, કરીએ લીલ વિલાસ. ૯
મોહેલે આવો મોહના, બલિહારી તુમ વેશ;
ચંદ્રમુખી રૂશીને કહી, મંદીર કરો પ્રવેશ. ૧૦
પૂરવ પ્રીત સંભારીએં, હે થૂલિભદ્ર જીવન પ્રાંણ;
પભણે ઊદય કોશ્યા કહે, પીઊ તુમથી ઘર મંડાણ. ૧૧

## ઢાળ ૩ જી.

આવ્યો ધુતારોરે. એજ દેશી.
મારા મનમાં લાગે મીઠોરે,
દાહાડો આજનો;
હું તો પાંમી પુન્ય સંયોગ,
જોગ મન મેલનો. દી. ૧
પ્રાણનાથનાં પગલાં થાતાં,
વ્હાલા આંગણો નાચવા લાગોરે;
હરખ હૈયા માંહિ ન સમાયે,
મ્હારૂ વખત અબર જઇ લાગોરે. દી. ૨

કુલદેવીએ કરૂણા કીધી,
વ્હાલા મોતીડે મેહ વુઠારે;
આજ મારે આંગણે આંબો મોરયો,
પુન્યે પુર્વજ તૃઠારે. દી. ૩
મંદીર હસીને સાંમા આવે,
વ્હાલા સાચૂકે એ સલુણારે;
આળસુને ઘેર ગંગા આવિ,
વ્હાલા સુખમાં નહી કાંઇ ઉણારે દી. ૪
ચ્યાર ઘડીની અવધ્ય કરીને,
વ્હાલા ચાલ્યા ચીતડું ચોરીરે;
મનથી મુજને વીસારી મેલી,
વ્હાલા કુણ મનાવે ગોરીરે. દી. ૫
ઊંબરે આવીને સ્યુરે ઊભાછો,
વ્હાલા મંદીર પાવન કીજેરે;
દાશી તમારી અરજ કરેછે,
મુજરો માંની લીજેરે. દી. ૬
ઊઠ હાથ અળગી તું રહેજે,
વ્હાલા પછે જાણે તેમ કરજેરે;
ધપમદ માદળને ધોંકારે,
કુદડીની પેરે ફરજેરે. દી. ૭
એમ પરઠીને રહ્યા ચોમાસું,
વ્હાલા ઉદય રત્ન એમ ભાંખેરે;
તેહેને માહરી વંદના હોજે,
જે મનડો દ્રઢ રાખેરે. દી૦ ૮

## દુહા.

થૂલિભદ્ર કહે સુંણ સુંદરી, મેં વશ્ય કીધાં નયણ;
તું વ્યાકુળ થઇ વીરહણી, કીમ ભાખે ઇમ વયણ. ૧
કહે કોશ્યા સુંણ પીઉજી, તુ મુજ જીવન પ્રાંણ;
પ્રીતમ જળ હવે સેંચીએ, વેલ વધે જીમ વાંન. ૨
કહે થુલિભદ્ર કોસ્યા સુણો, અમે નીરલોભી સાધ;
રહેશું ચોમાસું તુમ ઘરે, પણ મનમે નીરાબાધ ૩
કોસ્યા કહે તુંમ વયણલે, હું બલીહારી જાઉ;
મોહોલ પધારો મોહના, જીમ પૂરવ સુંખ પાઊ ૪
થુલિભદ્ર કોશ્યાને કહે, સાઢા ત્રીણજ હાથ;
મુજથી અળગી તું રહે, મૃગ વાઘણ સ્યો સાથ. ૫
વાઘણ નહી હું વાલ્હા, હુંછું અબલા નાર;
મેહેર કરો મુજ ઉપરે, પૂરવ પ્રીત સંભાર. ૬
થુલીભદ્ર રૂશી ઇમ કહે, સુણ કોસ્યા એક વાત;
પંચ મહાવ્રત મેં લીયાં, હવે મકરો મારી વાત. ૭
કોસ્યા કહે ઇણે મંદીરે, આવી રહયો ચોમાસ;
શુલીભદ્ર તીહાં આવીયા, મન ધારે અધિક ઉછાહ ૮
ભાવ ભક્તિ નિત્ય પ્રતિ કરે,વળી ભોજન સરસ તંબોલ;
મધુર વયણ મુખથી બોલતી,પીઊ કરીએ હવે રંગરોલ. ૯
મુખ મચકોડીને કહે, કોશ્યા મુખથી વયણ;
બાળપણાના વાલહા, મુજથી સહીમ તાંણ. ૧૦

વિણ પૂછે વ્રત કિમ ગ્રહ્યાં, વાલેશર ગુણવંત;
જોગારંભ છોડી કરી, ઈહાં રંગ રમો એકાંત. ૧૧
હું પ્રભું દાશી તુમતણી, પગ રજ રેણું સમાંન;
હવે અંતર કિમ લેખવો, કાયા કરૂ ખુરબાંન. ૧૨
અંતર તિહાં કિમ કીજીયે, તે જીહાં મન મેલ ન હોય;
ઊદય કહે ઘર આયને, અંતર ન કરે કોય. ૧૩

## ઢાળ ૪ થી.

### માળાની દેશી.

મેં તો જોગ તમારો જાંણ્યો રે,
મેલોને આંટો રે;
મને ખટકે કાળજા માંહિં,
પ્રેમનો કાંટો રે. ૧
જોગી તે જે જંગલ સેવે, વ્હા૦
તો રહે જોગનું પાણી રે;
અમ ઘર આવીને જોગ જાળવસો,
તો જોગનું મુદ્રામે જાણી રે. મે. ૨
ઠમક ઠમક પાયે વેછિયા ઠમકે, વ્હા૦
રમઝમ ઘુઘરી વાજે રે;
ઝાંઝરડીના ઝમકારા માંહીં,
વ્રત સઘલાંઈ ભાજે રે. મે. ૩
એક ચોમાસું ને ચીત્રસાલી, વ્હા૦
બીજો મેહુલો ટપટપ ચુએરે;

આંખડીના ઊળાલા માંહી,
મુની પણ સામુ જોયે રે. મે. ૪
દૌં દૌં માદળનેં દૌંકારે. વ્હા૦
થેઇ થેઇ નાટક છંદેરે;
મુખડાના મરકલડા માંહી,
કહો કુણ ન પડે ફંદેરે. મે. ૫
એહવાં વયણ સુણી કોશ્યાનાં, વ્હા૦
થૂલિભદ્ર કહે સુણ બાળા રે;
નાના નાના હું નવિ ચુકું રે,
દેખી તારા ચાળા રે. મે. ૬
ઊદયરત્ન કહે તે મુનિવરના, વ્હા૦
હું તો પ્રેમે પ્રણમું પાયારે;
મનથી જેણે ઊતારી મેહેલી,
બાર વરસની માયા રે. મે. ૭

દૂહો.

વયણ સુણી વાલંમ તણાં, ધરતિ કોશ્યા દુઃખ;
હુવે પીઊજીને કયમ વશ કરૂં, કીમ પુરવ પાંમુ સુખ. ૧
રંધિ ઘણી ઘર માહરે, કુંણ તેહના રખવાળ;
ાગર કંથ રૂશી થયો, સખી હું લઘુ અબલાનાર. ૨
ુણ હો પીઊ તે કંથજી, અવગુણ વિણ સહી નારિ;
ુજ સરીખી નહી સુંદરી, થૂલિભદ્ર હઇડે ધારી. ૩
અમ આગળ સુંણ સાહિબા, ઈંદ્રિ સરીખા જેહ;

હરિહર બ્રહ્મા વિસ્નુ જે, અમથી સકે તેહ. ૪
તે માટે તમને કહ્યું, માંનો પીઊજી વાત;
નહીતર પ્રાણ તજુ હવે, કેતા કહું અવદાત. ૫
તવ કહે થુલિભદ્ર સુણો, હું નવિ ખંડું જોગ;
મેં વિસારિ તુજને, સંયમ સ્યું હવે જોગ. ૬
દાસી કહે કોસ્યા પ્રતિ, નાટક કરીઈ ઊદાર;
હાવ ભાવ દેખાડસ્યું સજી સોળ સણગાર. ૭
સખી દસવીસ ભેગી કરી, નાટીક માંડયો સાર;
ઊદય કહે કોશ્યા લીયા, સખીઆંમાં સિરદાર. ૮

## ઢાલ ૫ મી.

### એજ રાગમાં.

માંડયો નાટારંભ,
મહારંગ વરસેરે;
મેહ સ્યુ માંડયો વાદ,
માનની તરસેરે; મ.૧
ગગન મંડળમાં ઊંડા,
વ્હાલા મોહલમાં વાદળ ગુંજેરે;
ચિત્રસાળીમાં વીંણા વાજે,
મોર લવિ ગિરગુંજેરે. મા. ૨
પીઊ પીઊ મુખ ચાતુક બોળે,
વ્હલા કુહુ કુહું કોકીલા ટહુકેરે;

ઘુઘરીના ઘમકારા માંહી,
થેઇ થેઇ તાન ન ચુકેરે. મા. ૩
ઝળ હળતાંને જાલ્ય ઝબુકે,
વ્હા૦ તેતો જળ બાળાને જીવેઇ;
પાનહિલાલ મમોલા જેહી;
વ્હા૦ હરીયાસામું દીપઇરે. મા. ૪
પ્રેમ તણો મસ મહારંગ વરસે,
વ્હા૦ ત્યાં રસના ચાલ્યા રેલારે;
લપસી પડવા જેહવો કિધો,
વાધ્યા મન મથ વેલારે. મા. ૫
ઉઠ કોડ રોમરાય ઉલસીયા,
વ્હા૦ જાલંમ કીધો જોરોરે;
જળ માંહી કમળ રહે જીમ કોરો,
તિમ થુળિભદ્ર રહયો કોરોરે. મા. ૬
લળિ લળિ લળિ કુંદડી લેતિ,
જોઇ આડી નજરે હેરીરે;
ઉદય રતન કહે ધન્ય તે મુનિવરને,
જે ન જોયું પાછું ફેરીરે. મા. ૭

દુહા.

કેઈ નાટીક દેખીને, થુલીભદ્ર ન ડગ્યો મંન;
વિડંબીત વીરહણી, કાંતુ પછાડે તંન. ૧
જાલંમ મનમે વસ્ય કરયો, પાંચે ગ્રહી સુભટ;
એક મના થઈ કાંમીની, ક્રોધ કીયો દહવટ. ૨

નિસુણી તાહરા બોલડા, હું નવી ચુકું નાર;
ધીરપણું મેં આદરયું, જોવન અથીર સંસાર. ૩
ભવ રૂપ તુંએ મોહની, સાધણ વિષની વેલ;
ઇમ જાંણી મેં પરહરી, હવે સંજંમથી મન મેલ. ૪
સુંણ નંદિખિણ સરખા જતી, આષાડાદિક જેહ;
મોહ માહામદ વસ કરી, મુગતિ ગયા મુની તેહ ૫
કાચિ કાયા કાંમની, માયા મોહની જાળ;
વળી સ્યુ કહીયે નાયકા, હવે વિષય થકી મનવાળ. ૬
કાયા કુપી કાચની, પીપળ પાંન સમાંન;
અથીરપણું જીવીત તણુ, જેહવો સંધ્યા વાન. ૭
તે માટે કોસ્યા તમેં, કરો આળ પંપાળ;
ઉદય કહે શુલભદ્ર રૂશી, હવે વયણ કહે તતકાળ ૮

## ઢાળ ૬ ઠી.

### એજ રાગમાં.

તું સાંને કરે છે ચાળારે,
હું નવી ચુકુરે;
મુને વાલી લાગેછે માળારે,
ધ્યાંન ન મુકુરે. ૧
સીલ સાથે મેતો કીધી સગાઇ,
વ્હા૦ મેતો મેલી બીજી માયારે;
જાલંમ મયણને જોરે કરીને,
જીત નિસાંન બજાયારે. હું૦ ૨

વજ્ર કછોટો મેં વાળ્યો સુધો, વ્હા૦
તારો છોડયો નવી છુટે રે;
જો મંઝારી ઘણું અકળાઈ,
આપે સીકુ નવ ટુટે. હું. ૩
શશી હરજો અંગારા વરસે, વ્હા૦
સમુદ્ર મર્યાદા મુકે રે;
પવને જો કનકાચળ ડોલે,
નક્ષત્ર મારગ ચૂકે રે. હું. ૪
તોપણ તાહરે વશ હું નાવું, વ્હા૦
સુંદરી માંનજે સાચુ રે;
રાઇનો પાહાડ વહિ ગયો રાતે,
હવે નથી મનડું કાચું રે. હું. ૫
સો બાળક સાંમટાં જો રોવે, વ્હા૦
પાવૈને ન ચડે પાંનો રે;
ફોગટ સ્યાંને પાખંડ કરે છે,
લાગે નહી હવે તાંનો રે. હું. ૬
જેણે મુનિવરે ત્રેવડી કોસ્યાને, વ્હા૦
પગની મોજડી તોલે;
તેને મારી વંદના હોજો,
ઊદયરત્ન ઈમ બોલે. હું. ૭

દૂહા.

નાગર નાતિનો લાડલો, થૂલિભદ્ર અણગાર;
કોસ્યા વચણુથી નવિ ડગ્યો, સમતા થઈ તિણે વાર. ૧

મન વચન કાયા વસ કર્યાં, હે સુંદરી સુણ વાત;
કીસ્યો આડંબર તું કરે, ફરી ફરી કહું વિખ્યાત. ૨
જેમ મંઝારી મુખકા, જેમ મોરાને નાગ;
જેમ ચડીને બાજ વળી, મૃગ રીપું કહે વાઘ. ૩
તિમ રામાને રૂશી તણી; જોય પટંતર કોશ;
પિણ તુજને પ્રતિ બોધવા, વળી થાવા નીરદોશ. ૪
વયણ સુણી વનીતા કહે, ભલે આવ્યા તુમે નાથ;
આજ સફલ દીન માહરો, તું મુજ સિવપુર સાથ. ૫
મો દુલસ્યે વળી વીરહણી, ઊછક થઈ ઊજમાલ;
કહે વીરહો પ્રભુ તુમતણો, હું ન ખમી સકું એક તાલ. ૬
વ્યાકુલ જાંણી વીરહણી, રૂશી નવી બોલે વયણ;
કેડ ન છોડું કાંમની, કરતી ખેંચા તાણ. ૭
વિરતિ રૂઠી નાયકા, કેડે પડી વળી તેહ;
નાટક માંડે જુગતસ્યું, ઊદય કહે ધરી નેહ. ૮

## ઢાળ ૭ મી.

### એજ રાગમાં.

સાંભળી તાહરાં વયણ,
થઈ હું ઘેહેલી રે;
મુને સાલે હઈડા માંહ્ય,
પ્રીતડી પેહેલી રે. થઈ. ૧
બાર વરસની પ્રીત જે પાળી,
વ્હાo બાપના બોલ જે બોલ્યા;

કોલ કર્યા જે જમણે હાથે,
તે કેમ જાગે મેહેલ્યારે    થઈ. ૨

અધ ઘડી અળગા જો રહેતા,
વ્હા૦ મનમાં માહાદુ:ખ થાતુરે;
આંખડીએ આંસુડાં ખરતાં,
ઓળી જોઊ તે ખાતુંરે.    થઇ. ૩

એક દીવસ મેં રીસ કરીને,
વ્હા૦ મેં તો તુજસ્યું કીધી માઠી;
બાંહે જાલી મનાવી મુઝને,
તે વેળા કીહાં નાઠી રે.    થઈ. ૪

પેહેલાં લાડ લડાવી મુજને,
વ્હા૦ મેરૂને માથે ચડાવી;
મુળમાંથી તરછોડતાં તુજને,
મનમાં મેહેર ન આવી    થઈ. ૫

નાગર સેહેજે નિરક્ષ હોવે,
વ્હા૦ મોઢેથી બોલે મીઠુ રે;
હૈડામાંહેથી કપટ ન છાંડે,
તે મેં પ્રતક્ષ દીઠું રે.    થઇ. ૬

એહવા ઊલંભા કાંને સુંણીને,
વ્હા૦ મુનીવરે મન ન ડગાયો;
ઊદયરત્ન કહે ધન્ય લાછલદે,
જેણે એ દીકરો જાયોરે.    થઇ ૭

## દૂહા.

ઊલંભા નારીતણા, શાંભળીયા શ્રવણેહ;
શ્રી થૂલિભદ્ર કોસ્યા ભણી, શાંભા દે ઊપદેશ. ૧
રે કોશ્યા કાં વિરહણી, બાંધે માયા જાળ;
એ કાયા મળ સારખી, ખીણ ન રહે એક તાલ. ૨
એણે ભવે સુખ અનુભવ્યાં, લખ અનંતી વાર;
તૃપ્તી ન પાંમ્યો જીવડો, કોશ્યા હઇડે વીચાર. ૩
મન સંવર હવે આપણો, જેમ પોચે વંછીત આસ;
સંયમ લેઇ મુગતે જઇએ, કરીએ લીલ વિલાસ. ૪
તેની સુણી કહે નાયકા, મીઠી વાલંભ વાત;
તુમ ગુંણ કેરી ચાતુરી, મેં મુખ કરી ન જાત. ૫
પિણ સ્વામી નીજ નારને, આદર દ્યો એક વાર;
સહિ ચોમાસે ઊતરે, હું વ્રત લેઇસ બાર. ૬
પંથ રૂશીનો આકરો, તવ મેં લિધો સુણી કોસ;
તવ કોસ્યા કહે સાંભળો, થૂલિભદ્ર ભાખે સોય. ૭
દાસ અનંતું નાયકા, તુજ બોલાવ્યે હોય;
ઊદય કહે સાંભળો, થૂલિભદ્ર ભાખે સોય. ૮

## ઢાળ ૮ મી.

### એજ દેશી.

મેં પરણી સંયમ નારી રે,
તુજને વીસારી રે;
તારા માથાની મળી,

કાંમણ ગારી રે. તું. ૧
તેણે મુને આકર્ષી લીધા,
વ્હા૦ પાલક ન મેલે પાસો;
ઉઠ હાથ તુંને રાખી અળગી,
નાવે વારોને વાસો રે. તુ. ૨
નજર મેળાવો મળતાં તાહારે,
વ્હા૦ મનડું લીધું ઊલાલી;
મુજ આગળ સ્યો જોરો તારો,
હું રહયો મનડું વાળીરે. તુ ૩
મુપતી માળાને વળી ઊંઘો,
વ્હા૦ અહનીસ રહે મુઝ તીરે;
એહ રક્ષક છે તેહનાં,
તુજને તે ન વીધીરે. તુ. ૪
ચિહું પાસે છે ચોકી તેહની,
વ્હા૦ તેને હાથે છે તાળું કુંચી।
ઘર માંહે પગ ન પડે તાહરો,
જો તું થાએ ઊંચી નીચીરે. તું. ૫
સેહેજે તું સ્યું વાત કરૂ જો,
વ્હા૦ તો ચડે તેને ચટકોરે;
તરવારની ધાર ઊપરે રાખી,
પણ લાખીણો છે લટકો. તુ. ૬
પંચની સાખે છે તે પરણી,
વ્હા૦ તે તો છે મનની માંની;

આખર તાહરો અમલ ન ચાલે,
તે માટે રહે છાંની. તુ. ૭
ચોરનું જોર ત્યાંહાં લગી પોહોચે,
વ્હાο જીહાં લગી ધણી નવી જાગે;
ધણી જીવારે જાગીને જોએ,
તારે ચોરને મારગ લાગેરે. તુ. ૮
એહવાં વચણ સુણી મુનીવરનાં,
વ્હાο કોસ્યા સમકીત પાંમી;
બે કરજોડીને વાંદે તેહને,
ઉદયરત્ન સીર નાંમીરે. તુ. ૯

દૂહા.

કોસ્યા સમકીત પાંમીને,
થૂલિભદ્ર પ્રીતમ પાસ;
આજ સફળ દીન માહરો,
ધન ચીત્રશાળી આ વાસ. ૧
એણે મેહલે સુખ ભોગવ્યાં,
ઇદ્ર તણી પરે પ્રેમ;
ઇણે મેહલે વળી વ્રત લહ્યાં,
હવે જાવા દ્યું કેમ. ૨
તે માટે તુંમે ઇહાં રહયો,
થૂલિભદ્રજી રૂશી રાય;
કહે થૂલિભદ્ર કોસ્યા સુણો,
અમે જાસું ગુરૂ પાય. ૩

હવે ચોમાસો ઉતરયો,
મુજ ગુરૂ જોવે વાટ;
એ વ્રત રૂડે પાળયો,
મધરે મન ઉચાટ. ૪
શીખામણ દાખી ભલી,
કોસ્યા તે તિણે વાર;
તવ વનિતા એમ વિનવે,
ધન ધન તુમ અવતાર. ૫
મેં ઉપાય કર્યા ઘણા,
તમ ચુકવવા સ્વાંમ;
ખમજો મુજ અપરાધ તે,
કહું છું સીર નામ. ૬
ચલો એમ હું કેમ કહું,
પોચો વંછીત આશ;
વેલા વળી અહીં આવજો,
નહિ વીસરો સ્વાસો સાસ. ૭
હરખીત આંસું નાંખતી,
વીકસીત બોલે વયણ;
ગુરૂ વાદીક પ્રભુ આવીઓ,
મારા ધર્મ સનેહી સેણ. ૮
કહે થૂલિભદ્ર તુમે આવજો.
મુગત મોહલ માંહિ;
જનમ જરા નહી તિહાં કિણે,

રમસું મન ઊછાહી. ૯

મોતી થાળ વધાઇને,
કોશ્યા દીધ આદેશ;
મુનિવર રખે વિસારતા,
બલીહારી તુંમ વેશ. ૧૦

થૂલભદ્ર તિહાંથી ચાલીયા,
કરતા શ્રુધ વિહાર;
જઈ વંદ્યા ગુરૂ પાઅને;
ગુરૂ કહે દુકરકાર. ૧૧

સહુ ગુરૂ થૂલિભદ્રને કહે,
જુગત સાચો શીંહ;
કોસ્યાને પ્રતિ બુજવિ,
જે જગ રાખે લીહ. ૧૨

ચોરાસી ચોવીસીએ,
અભંગ રહયો તુજ નાંમ;
કોસ્યા વયણથી નવી ચલ્યો,
થૂલિભદ્ર તું ગુણ ધામ. ૧૩

હવે કોસ્યા નીત્ય પ્રત્યે કરે,
સામાએક વ્રત સાર;
જેથી સુખ હોએ સાસ્વતાં,
ઉદય કહે જય જયકાર. ૧૪

## ઢાલ ૯ મી.

### રાગ ધન્યાશ્રી.

ધન લાછલદે માત એ દેશી.

પાંમી તે પ્રતિબોધ ચોથુરે, [૨]
વ્રત કોસ્યા ઊચરે રે;
સમકીત મૂળ વ્રત બાર,
કોસ્યારે [૨] મુની વચને આદરે. ૧
ધન્ય રે [૨] તાહરા સકડાળ તાતનેરે;
ધન્ય રે [૨] ગોતમ ગોત્ર,
ધન્ય રે [૨] નિરમળ નાગરી નાતનેરે. ૨
સંભૂતિવિજય ગુરૂ ધંન્ય,
જે થયો રે ધર્માચાર તાહરો રે;
ધન્ય જણ્યા બેહેની તાસ,
ધન્ય રે (૨) સીરીયા તારા ભાઇને રે. ૩
તારા ધીરજ પણાને ધંન્ય,
જનમારે ધન્ય (૨) કુળ અવતારને રે;
ધન્ય ચિત્રશાળી આવાસ,
જો તારે (૨)ધન્ય જનમારો માહરો રે. ૪
પાંમી હું તુજ સ્યું પ્રીત,
જો જો રે બુઝી બુઝીને ઊગરી રે;
બાંહે ઝાલ્યા માટે મુજ,
વાલ્હા રે (૨) તે નીરમળ કરીરે. ૫
હવે કોસ્યા સું કરી સીખ,

મુનિવર રે (૨) વિહાર કર્યો ત્યાંથી હવેરે;
પોહોત્યા શ્રી ગુરૂપાસ,
દુકર રે (૨) ફીરી ફીરી ગુરૂ મુખે ઊચરે રે. ૬
નાંમ રાખ્યું જગ માંહી,
જેણે રે (૨) ચોરાસી ચોવીસી લગે રે;
ધન્ય (૨) તે નર નારી.
વિષય થકી રે (૨) જે જન ઊભગે રે. ૭
સત્તરસે ઊગણ સઠિ,
માગસર રે (૨) શુદ્ધ મૌન એકાદસી રે;
સીલ તણા ગુણ એહ,
ગાઓ રે ગાઓ ઊનાઊઆ ઊલસી રે. ૮
શ્રી થૂલિભદ્ર રૂશીરાય,
ગાતાં રે (૨) મોંહ માગ્યા પાશા ઢલ્યા રે;
ઊદયરત્ન કહે એમ,
મનના રે (૨) મનોરથ વેગે ફલ્યા રે. ૯

દૂહા.

થૂલિભદ્ર કોસ્યા ગાવતાં, પોંહચે વંછીત આશ;
ઘર (૨) ઓચ્છવ અતિ ઘણા, નિત્ય પ્રત્યે લિલ વિલાસ. ૧
ભણે ગણે જે સાંભળે, લખે લખાવે જેહ;
દુઃખ મલ સવિ એહરે, અજરામર લહે તેહ. ૨
એહ કરણી થૂલિભદ્ર તણી, ઊદયરત્ને નવ ઢાલ;
દુહા સહિત પૂરા કહ્યા, સુણતાં મંગળ માલ. ૩

ઈતિ શ્રી થૂલિભદ્રનો નવ રસો સંપૂર્ણ.

# विवेक विलासनो शलोको.

સરસતી માતા તુમ પાએ લાગુ, દેવ ગુરૂ તણી આગના માગુ; કાયાનગ્રીનો કહુ સલોકો, એક ચીતથી સાંભળજો લોકો ૧ નગરી અનોપમ અતી ઘણી સારી, માંહી વસે છે મોહોટા વેહેપારી; દસ દીવાન ચતુરસુ જાણ, તેનાં નામનાં કરૂં વખાણ, ૨ પાન આપન ઉદાન કહીએ, સામનવાન પાંચમો કહીએ; નાગ ધન જે દેવ દેન કહ્યા, કુર કુળંકર મદથી એ થયા. ૩ પાંચ ઇંદ્રીઓ ખાસા પરધાન, મન બળ વચન બળ કાયા બળ જાણ; સાસો સ્વાસને આવખું લઈએ, એ દશે પણ કાયામાં કહીએ. ૪ પાંચ પટોધર બુદ્ધિના ભારી, નગરીની શોભાવધારે સારી; કાયા માંહીછે તત્વને પ્રાણ, ઓળખી લેજો ચતુર સુજાણ.પ જળ પૃથ્વી ને વાયુ આકાશ, પાંચમો કહીએ તેજ આકાશ; નીશ દીન ભલી ચાકરી કરે, ખાવનની આણા શીરપર ધરે. ૬ એકેકા સાથે જમાદાર પાંચ, ખાએ નહીં તે કોઇની લાંચ; લોહી કફ પીત વરજ કહીએ, પરશેવો પાંચે જળનાં કહીએ. ૭ હવે પૃથવીના કહુ તે ધારો, શ્રોતા સાંભળી દીલમાં ઉતારો; ચામ હાડ ને મંક્ષ રૂંવાંટા; નસોએ પાંચે જાુજવા સાંહ્યા. ૮ ઉંઘ આળસ તરશ

ભુખ, કાંતીએ પાંચ માણે છે સુંખ; એ પાંચ આ-
ણાં તેનીજ ભરે, નીશદીન ચાકરી બરાબર કરે.
૯ બળ પ્રતક્ષ થાય નિશ્ચળ કહે છે, સંકોચર વાયુ
હુકમમાં રેહે છે; સાચ જુઠ મોહ લોભ અહંકાર,
એ પાંચે કહ્યા કાસર સાર ૧૦ નગરીનો ધણી સો-
હમજી સાખી, મન રાજાને જ્યારે આપી; મનબુ-
દ્ધિ ચીત અહંકાર ચારે, ભેળા બેશીને મનસુબો
ધારે. ૧૧ પચરંગી બંગલો દશ દરવાજા, રાજ્ય
કરે છે ત્યાં મનરજા, બહુ બળીયો જેનું જોર છે
ભારી. તેથી રહ્યા ઈંદ્રાદિક હારી. ૧૨ દેવ દાનવનું
કાંઈ નવ ચાલે, મોહોટા મુછાળા હામ ન ઘાલે;
એવો જોરાવર જાલમ કહીએ, જેના પ્રાક્રમનો
પાર ન લહીએ. ૧૩ બેટા બેટીઓ વસ્તાર ભારી,
મન રાજાને ઘેર દો નારી; પાટ ઠકરાણું પરવરતી
કહીએ, જેનું ચરિત્ર તો ત્રણ લોકે લહીએ ૧૪ જે-
ના પ્રાક્રમથી રાજા લોભાય, અણમાનીતીને મોહો-
લે નવ જાય; અણમાનીતીનું ભારે છે કામ, નીર-
વરતી રાણી જેનું છે નામ. ૧૫ પરવરતી સાથે રા-
જા રમે છે, નીશદીન રાણી મનમાં ગમે છે; રાણી-
ને ઝાઝી રાજાથી માયા, એમ કરતાં પાંચ દીકરા
જાયા. ૧૬ તે ઉપર એક બેટી ત્યાં જાણી, છ ફ-
રજન જણ્યા પરવરતી રાણી; પાંચ પુત્રને રાજા
પરણાવે, એકેકી કન્યા મન ગમતી લાવે. ૧૭ પાં-

ચ બેટાના કહુછું નામ, બહુ બળીયા જેનું જોરા-
વર કામ; વડેરો બેટો મોહજ કહીએ, કામને ક્રો-
ધ તીસરો લહીએ. ૧૮ લોભ માન એ પાંચેરે
ભાઈ, આશા બેની એ છની શગાઇ; મોહ રાજને
કુમતી નારી, પાંચ બેટાને બેટી એક સારી. ૧૯
અચેત અજ્ઞાન શોકને ધોખ, પરદ્રોહી પાંચે ભા-
ઇનો થોક; મીથ્યા નામે તે કુંવરી જાણી, છએની
માતા કુમતી રાણી. ૨૦ કામ નાનરો મોહનો ભાઇ,
રતી સ્ત્રીથી કીધી સગાઇ; પાંચ બેટા પણ રતીને
થયા, મદ મછર ઉન્માદ કહ્યા. ૨૧ ચોથો દીકરો
અંધક લહીએ, હંસા પાંચમો ભાઇ તે કહીએ;
વીખીયા બેટી પાંચેની બેહેની. લાજ ના રાખે
જગત્માં કેની. ૨૨ ત્રીજો નાનેરો લાડકવાયો, ક્રોધ
પરવંરતી કુખેથી જાઓ; હંસા નારી તો તેને પ-
રણાવે, પાંચ બેટાને બેટી એક થાવે. ૨૩ કવચન
અહંકાર સુમતને ઇરખા, રીસાળો ભાઈ પાંચે એ સ-
રખા; અદયા નામે છે પાંચેની બેહેની, દયા ન આ-
ણે જગતમાં કેની. ૨૪ ચોથો લોભ તે જગત વી-
ખીયાતો, ત્રશ્ના નારીથી ફરે નીત માતો; પાંચ
બેટા તે ત્રશ્નાના થાય, લાલચ ચાહ ને પ્રહ કેહે-
વાય. ૨૫ અચેત સવારથ માડીના જાયા, સુમતા
બેહેનથી સરવેને માયા; માન પાંચમો નાનેરો
ભાઈ, અમાવતી સાથે કીધી સગાઇ. ૨૬ પાખંડ

પડપંચ અસુદ્ધ હુત, કબુદ્ધિ પાંચે ભાઇ કબુદ્ધિ જુથ; છઠી દીકરી આમણા કહી, આમાવતી રાણી કુખેથી જાઇ. ૨૭ બેટાને ઘેર બેટા ત્યાં કીધા, સરવાળો ત્રીસ એકઠા લીધા; ખટ દીકરી વહુ વારૂ પાંચ, જાતી ન શકે આપી કોઇ લાંચ. ૨૮ એકતાળી જણનું હેતજ એવું, સરવે જગતને વખાણ્યા જેવું; રાણી પરવરતી સરવેને જોતી, કુંવરી આશા છે પીયર પનોતી. ૨૯ કુંવરી વિચારે ધન મુજ અવતાર; પાંચ ભાઇઓને ઘેર વીસ્તાર; ત્રણ જગતમાં માહારી વડાઇ, માહા બળીયા જોદ્ધા માહારા છે ભાઇ. ૩૦ પચીસ જાતરી જગતમાં માહાલે, તે આગળ કોઇનું જોર ન ચાલે; ભાભીઓ પાંચ પરીબળ ઝાઝુ, પાંચ ભતરીજી કામ છે કાજું ૩૧ એતો પરીવાર કહ્યો ભલેરો, હવે સાંભળો નીરવતી કેરો; એક દીન રાજા તતબર થયા, અણમાનીતીના મોહોલે ત્યાં ગયા. ૩૨ દેખી સુંદરી પામ્યા વીસરામ, આતો ઠરવાનો દીસે છે ઠામ; એવું જાણીને તીહાંજ રહ્યા, નીરવરતીને પણ દીકરા થયા. ૩૩ પાંચ દીકરા ઉપર એક બેટી, જેવી રતનની ભરેલી પેટી; દાન પુન્ય ને ધરમના તાજા, પ્રથમ હુવા લિવેકી રાજા. ૩૪ સુભ શીળ ને સંતોષ કહીએ, પાંચમો ભાઇ વઈરાગ લહીએ; અણઆશા નામે બેટી સવાઇ, જે-

હના માહ્યા બળીયા સમરથ ભાઈ. ૩૫ જે કોઇ અણઆશા કુંવરીને વરીયા, તે તો ભવસાગર ક્ષણમાં તરીઆ; આસા છાંડી ને અણઆશા આંણે, તેતો અક્ષયપદ મોહોલમાં માણે. ૩૬ જેહના ભાઇઓની આબરૂ રાખી, સાસરવાસામાં રાખે નહિ બાકી; સરવે રીઝીને એવુંજ આપે, જન્મ મરણનું સંકટ કાપે. ૩૭ કુંવરી અણઆશા પીયર પનોતી; પતીવ્રતા ધર્મ પાળે નીજ સતી; તેહના પીયરના કહુંછું નામ, શ્રોતા સાંભળજો થઇ સાવધાન. ૩૮ વીવેક રાજાને સુમતા છે રાણી, જેહની વારતા સાસ્ત્રે વંચાણી; પાંચ દીકરા પ્રસવ્યા સારા, મુખથી બોલે અમ્રત ધારા; ૩૯ પેહેલો જ્ઞાન ને પરકશ બીજો, સચેત કુંવર જન્મ્યો છે ત્રીજો; ભાવ નીતી એ પાંચે પ્રમાણો, સરધા કુંવરી છઠી એ જાણો. ૪૦ બીજો કુંવર વીચાર કહીએ, સુબુદ્ધિ રાણી પાર ન લહીએ; જેહની કુખે તે પાંચ જણ થયા, અકળ અકામ ઉદાસ કહ્યા. ૪૧ સુચી સુક્રીત પાંચ એ ભાઈ, જુગતી નામે તો કુંવરી જાઈ; ત્રીજો કુંવર શીળ છે ડાહ્યો, ખીમા રાણીને પાલે બંધાણો. ૪૨ વને સહન દયાને સુની, ગંભીર ગરજ રાખે નહીં કુની, દીનતા નામે કુંવરી ડાહી, જેહના બહુ ગુણી પાંચે છે ભાઈ. ૪૩ ચોથો કુંવર સંતોષ જેને, સાંતી નામે તો રાણી છે જેને; પાંચ કુંવર રાણીએ જાયા,

ત્રણ જગતમાં ન જાએ વાહાયા. ૪૪ સંત ધીરજ ને વિશ્વાસ કહીએ, ચોથો નીસદ કુંવર લહીએ; પાંચમો કુંવર કુરણાવંત જાણું, સખી નામે તો કુવરી વખાણું. ૪૫ વૈરાગ નાનો પાંચમો ભાઇ, શોભા શી કહુ વરણવી ન જાઇ; જેની કીરતી ત્રીલોકે જાણી, વિદ્યા સરખી તો જેને ઘેર રાણી. ૪૬ સમદમ સંજમ સુરમત જેહેની, કંત વીર ઉદાસ વાત છે તેહેની; સરસતી કુંવરી ગુણ બહુ કહ્યા, જેની કીરપાથી પુરવધર થયા. ૪૭ એ સઉ પરીવારની નીરવરતી કેરો, સ્ત્રી ગુરૂપનો રંગ ભલેરો; એવું કુટુંબ કહાવે જેને, પારંગત થાવે વાર શી તેને. ૪૮ નીરવરતી કેરો સરવાળો કીધો, એકતાળી જણનો લેખો લીધો; ત્રીસ મરદને અગીયાર નારી, સાંભળી વાત રાખો વિચારી. ૪૯ બેઉ શોકયોનો વસ્તાર જાણું, કુંવર કુંવરીયો સરખી વખાણું; એકતાળી દુનો બ્યાસી કહેવાય, બેઉનો પરીવાર એટલો થાય. ૫૦ બંને શોકયો ને તીસરો રાજા, સુખ ભોગવે રહે નીત તાજા, પંચાશી જણ જગતમાં કેહે છે, કાયા નગ્રીમાં એકઠાં રહે છે. ૫૧ એક દીન બેઉ શોકે કીધી લડાઇ, મીરો બંધાઇ સામ સામી ભાઇ; પરવરતી કુટુંબ એક પાસા થયું, નીરવરતી કુટુંબ મુકામે રહ્યું ૫૨ બાંધ્યા મોરચા લડવાને સારૂ, કીધી સામગ્રી ગોળાને દારૂ;

સઉના દાદાજી મનજ કહ્યા, પરવરતી પુત્ર સંગાથે ગયા. ૫૩ સઉનો ઇષ્ટ છે આતમરામ, સાક્ષી રહીને જુવે છે ઠામ; આતમરામે દીલમાં એમ ધાર્યું, ઘરડે ખુટાંમણી કીધું છે ખરૂં. ૫૪ માનીતી કેરે વશજ થયો, માટે કુંવરની સંગાતે ગયો; એવું ના ઘટે ઘરડાને કરવું, અણમાનીતીના કુંવરથી લડવું. ૫૫ માટે આપણે તીહાં નહિ જાવું, અણમાની-તીના કુંવર તરફ થાવું; વિવેકસેનને ધીરજ આપી, લડાઇ કરવી મુકરર થાપી. ૫૬ તમારી તરફ અમો રહીશું, મન રાજાથી જુદ્ધ કરીશું; નીરવરતી સુત તતપર થયા, હથીયાર લેઇ મોરચે ગયા ૫૭ ર-ણ સંગ્રામ રોપ્યો છે ભાઈ, કેવી થાય છે જુવો લ-ડાઇ; માનીતી તરફથી મનજ ચડયા, તતક્ષણ આ-વી મોંરચે અડયા. ૫૮ વીવેક વિચાર ઉભા છે ભાઇ; આતમરામે કીધી ચડાઇ; ચડી મોરચા આગળ આ-વે, તોપો નાળો ને બંદુકો લાવે. ૫૯ મન માહા-બળીયો જોદ્ધો કેહેવાય, જેનો તાપ તો નવી સે-હેવાય; મન રાજાએ તોપ હુલાવી, આતમરામ ઉ-પર ચલાવી. ૬૦ છુટે ગોળા ને ભડાકા થાય, કા-યર કેરા તો ઠરે નહિ પાય; ભાલા બરછી ને ક-માને તીર, જાળવી લેછે આતમ વીર. ૬૧ ખાંડા ખંજરના ઘાવ કરે છે, કટારના ઘાવ અતી ભારે છે; ઘાબ ખપુવાને કટારાં ઘાવ, આતમારામ જા-

ળવે દાવ. ૬૨ પાછેરો જઈ આઘેરો આવે, આ-
તમા ઉપર ઘાવ ચલાવે; ન વાગે તીર ન વાગે ગો-
ળી, ફરીથી આવ્યો બરછીજ તોળી. ૬૩ નહિ મુ-
કુ હવે એમ વદે છે; આતમારામ ખડખડ હસે
છે, થાકયો મન રાજા ઘાવજ કરી, પાછો ગયો
ત્યાં મોરચે ફરી. ૬૪ કરે વિચાર હવે કેમ થાશે,
આતમારામ કેમ ઝીતાશે; માહારા જોરથી કોઈ
નવ રહ્યા, મોહોટા મુછાળા ઊડીને ગયા. ૬૫ દેવ
દાણવ સરખાને હણું, ઈંદ્રાદીક કેરો ભાર ન ગણું;
કહીકને કીધા ધુળજ ભેળા, આજ શું થયું હાવી
કેમ વેળા. ૬૬ મન જાણે જે પાછો કેમ ભાગુ,
મારા જોરને ખાંપણ લાગ્યું; તતક્ષણ ત્યાંથી ઘોડો
ચલાવ્યો, આતમારામ નજીક આવ્યો. ૬૭ ઉપરા
ઉપર કરે છે ઘાવ, કાંઈ નવ ચાલે મનનો દાવ; આ-
તમારામ ધીરજ લાવી, જ્ઞાનની ગુપતી તીહાં ચ-
લાવી. ૬૮ ખીમા ખંજરનો ઘાવ ત્યાં કીધો, થયો
ઘાયલ પકડીને લીધો; અવળે મુસ્તકે બાંધે જે-
મ ચોર, મનનું તીહાં ચાલે નહિ જોર. ૬૯ બહુ
જોરાવર જોદ્ધા વશ કીધો, જીતનો ડંકો નગારે દી-
ધો; એવું જોઇને થરથર છાતી, પરવરતી સુતની
આંખ ત્યાં ફાટી. ૭૦ માહા બળીયો મોહ ચ-
ડીયો છે ત્યાંહી, ઝટપટ કુણ ઝીલે ત્રીલોક માંહી;
આણી કોરાથી વીવેક ચડીયા, બંને આવીને મો-

રચે અડીયા. ૭૧ ઘણું ઘમશાન ચાલી લડાઇ, સામા સામી ત્યાં આફલે ભાઇ; સ્ત્રીએ સ્ત્રી અને બેટીએ બેટી, પેહેરયાં બખતર જુલમ પેટી. ૭૨ સામાં સામી ત્યાં કડાકા થાય, જુદ્ધનો વરણવ કહ્યો નવ જાય; અન્યો અન્યથી બળીયા બહુ સુર, જેવું સાહ્યરનું ચડતું પુર. ૭૩ સામા સામી ત્યાં પ્રગટ્યું છે વેહેર, જેમ પવનને સાગરની લેહેર; મીથ્યા સાચને થાય લડાઈ, સોકના સામો ભાવ વડાઈ ૭૪ જ્ઞાનના સામો અજ્ઞાન આવે, સુમતી કુમતીને પાછી હઠાવે; અચેત ચેતના સામો અડે છે, ખાધે પ્રકાસ સામો ભડે છે. ૭૫ સમઝદ્રોને હઠાવે જીહાં, કેમ વિચાર આફળે તીહા; જુગતીના સામી વીખીયા કેહેવાયે, સુક્રીત સામો મદ ચડી આવે. ૭૬ મછર સામો લાજ ત્યાં કહીએ, હુંસ્યાના સામો સંજમ લહીએ; અધીક કરતાં અકલજી બળીયા, અકામ ભાઇએ ઉન્માદ છળીયા. ૭૭ ખીમા હુંસ્યાને પાછો હઠાવે, શીયળ ક્રોધને બાંધીને લાવે; દયા નીર્દયને હઠાવે ઝટમાં, મુની કવચન ઉતારે ઘટમાં. ૭૮ અહંકાર માફ વીનયથી માગે, રીસ સહુનને પાયે ત્યાં લાગે, દોય સુમતાની આગળ નવ ચાલે, ગંભીર ઇરિખાને કેદમાં ઘાલે. ૭૯ સંતોષ આગળ નહીં ઉપાય, લોભ બાપડો નાશીને જાય; અભીમાનનું ચાલે નહિ કરયું,

ઉદ્દાશ આગળ જાણવો પશું. ૮૦ વરકત આગળ ધુરકતના વાંક, વઇરાગ આગળ ડંભજી રાંક; વાણી સારતાં બ્રામણા કોહોનો, સમદમ આગળ પડ- પંચ શાનો. ૮૧ ન્યાય આગળ નહીં પાખંડ ભારે, શુદ્ધ આગળ અશુદ્ધ હારે; સાચ જુઠને સદાએ વેહેર, જુઠ હારે તો મંગળીક ઘેર. ૮૨ કુંવરી અણઆશા જોરાવર ભારી, તે આગળ આ- શા રહી છે હારી; કેટલાં કહુ પાર ન આવે, જુદ્ધ સંગ્રામ ભલો મચાવે. ૮૩ આખર જીતની રવરતી કેરી, જેની પરજા છે અતી ભલેરી, પરવરતી સુતને જેણેજ ઝીપ્યા, ભવસાગર માંહી કદી નહીં છીપ્યા. ૮૪ જે જન માનીતી સુતને જઇ મળીયા, તેતો દાવાનળ દુઃખમાં જઇ ભળીયા, એવું જાણીને અ- ભીમાન ખોવું, પ્રતક્ષ વાત કાયામાં જોવું. ૮૫ દેવતા માગે મનુષ અવતાર, તે નથી આપણ પા- મ્યા નિરધાર, માટે નીરવરતી સુતને જઈ મળવું, પરવરતી કુંવર સંગાતે લડવું. ૮૬ પુરવે એ કુંવર સંગાતે લડયા, તેતો ગ્રંથાદીક પુસ્તકે ચડયા; રખે અંદેસો મનમાં કોઈ રાખો, છએ શાસ્તર પુરે છે સાખ્યો. ૮૭ સેષ સરસ્વતી પાર ન આવે, તો ક- વીની બુદ્ધિ કેમ કરી ગાવે; પુરો સલોકો કીધો આ ઠામ, હવે કહુછું કવીનું નામ, ૮૮ ઓગણીસે ત્રણનો માગસર માસ, સુકલ પક્ષનો દીવસ ખાસ

તીથી તેરશ મંગળવાર, કરયો સલોકો બુદ્ધિ પ્રકાર. ૮૯ શેહેર ગુજરાત રેહેવાશી જાણો, વીશાસરમાળી નાત પરીમાણો; વાધેસ્વરીની પોળમાં રેહે છે, જેવું છે તેવું સુરસશી કેહે છે. ૯૦ નથી જાણતો ગણ ને ભેદ કોઇ કરશોમાં મુજપર ખેદ, કવીજન આગળ માહારી શી મતી, દોષ ટાળશે માતા સરસતી. ૯૧ સુત્ર સીદ્ધાંત નથી હું ભણયો જાડા રેશમનો દોરડો વણયો, વાત સાચી છે કાયામાં જોજો વિવેકી પુરૂષો વિચારી જોજો. ૯૨.






# ચોવીસ તિર્થંકરોનાં નામ તથા માતા પીતાનાં નામ વિગેરેનો કોઠો.

| નંબર | તિર્થંકરનાં નામ. | માતાનાં નામ. | પીતાનાં નામ. | લંછન. | જન્મભુમી. |
|---|---|---|---|---|---|
| ૧ | રીખવદેવ | મરૂદેવામાતા. | નાભિરાજા. | રૂષભ. | વિનીતા. |
| ૨ | અજીતનાથ. | વીજયામાતા. | જીતશત્રુરાજા. | હાથી. | અયોધ્યા. |
| ૩ | સંભવનાથ. | સેનામાતા. | જીતારીરાજા. | ઘોડો. | સાવથ્થી. |
| ૪ | અભિનંદન. | સિદ્ધાર્થામાતા. | સંવરરાજા. | વાંદરો. | વિનીતા. |
| ૫ | સુમતીનાથ. | મંગલામાતા. | મેઘરાજા. | ક્રૌંચપક્ષી. | કોશલા. |
| ૬ | પદમપ્રભુ. | સુશિલામાતા. | ધરરાજા. | રાતુકમલ. | કોશંબી. |
| ૭ | સુપારશ્વનાથ. | પ્રથ્વીમાતા. | પ્રતીષ્ટરાજા. | સાથીઓ. | વણારસી. |
| ૮ | ચંદ્રપ્રભુ. | લક્ષમણામાતા. | મહાસેનરાજા. | ચંદ્રમા | ચંદ્રપુરી. |
| ૯ | સુવિધિનાથ. | રાંમામાતા. | સુગ્રીવરાજા. | મછમધર. | કાકંદી. |
| ૧૦ | શિતળનાથ. | નંદામાતા. | દ્રઢરથરાજા. | શીવછ. | ભદિલપુર. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | શ્રેયાંસનાથ. | વિષ્નુમાતા. | વિષ્નુરાજા. | ખડગી. | સિંહપુર. |
| ૧૨ | વાસુપુજ્ય. | જયામાતા. | વસુપુજ્યરાજા. | પાડો. | ચંપાપુરી. |
| ૧૩ | વીમળનાથ. | સ્યામામાતા. | સુતવર્મરાજા. | સુઅર. | કંપીલપુર. |
| ૧૪ | અનંતનાથ. | સુયસામાતા. | સિંહસેનરાજા. | સેચાંણો. | અયોધ્યા. |
| ૧૫ | ધરમનાથ. | સુવ્રતામાતા. | ભાનુંરાજા. | વજર. | રત્નપુરી. |
| ૧૬ | શાંતિનાથ. | અચિરામાતા. | વીશ્વસેન. | હરણ. | અથીનાઉર. |
| ૧૭ | કુંથુંનાથ. | શ્રીમાતા. | સુરરાજા. | બોકડો. | ગજપુરી. |
| ૧૮ | અરનાથ. | દેવીમાતા. | સુંદર્શનરાજા. | નંદાવ્રતસાથીયો. | નાગપુરી. |
| ૧૯ | મલ્લીનાથ. | પ્રભાવતીમાતા. | કુંભરાજા. | કળસ. | મિથિલા. |
| ૨૦ | મુનીસુવ્રત. | પદ્માનાતા. | સુમિત્રરાજા. | કાચબો. | રાજગીરી. |
| ૨૧ | નમીનાથ. | વિપ્રામાતા. | વીજયરાજા. | નીલકમલ. | મહીલા. |
| ૨૨ | નેમનાથ. | સીવાદેવીમાતા. | સમુદ્રવીજય. | સંખ. | સોરિપુર |
| ૨૩ | પારશ્વનાથ. | વામામાતા. | અશ્વસેન. | સર્પ. | વનારસી. |
| ૨૪ | મહાવીર. | ત્રિસલામાતા | સિદ્ધાર્થરાજા. | સિંહ. | ખત્રિકુંડ. |



# अथ चैत्यवंदनकरवानी विधी.

( પ્રથમ ) ઈચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જા એ નિસીહિઆએ મથ્થેણ વંદામી. ( પછી )

ઈર્ચ્છા કારેણ સંદિસહ ભગવાન્ ચૈત્યવંદન કરૂં.

## अथ शांति जिन चैत्य वंदन.

સકલ કુશલ વલ્લી, પુષ્કરાવર્ત્ત મેઘો; દુરિત તિમિર ભાનુ: કલ્પ વૃક્ષોપમાન: ॥ ભવજલ નિધિપોત: સર્વ સંપત્તિ હેતુ:, સભવતિ સતતંવ: શ્રેયસે શાંતિનાથ: ॥ ૧ ॥ સુધા સુંદર વાગ્જ્યોત્સ્ના, નિર્મલી કૃત દિઙ્ભુખ: ॥ મૃગ લક્ષ્માતમ: શાંત્યૈ, શાંતિનાથો જિનોસ્તુવ: ॥ ૨ ॥ ચિદાનંદૈક રૂપાય, જિનાય પરમાત્મને ॥ પરમાત્મ પ્રકાશાય, નિત્યં સિદ્ધાત્મને નમ: ॥ ૩ ॥ અન્યથા શરણં નાસ્તિ, ત્વમેવ શરણું મમ ॥ તસ્માત્કારણ ભાવેન, રક્ષ રક્ષ જિનેશ્વર ॥ ૪ ॥ પાતાલે યાનિ બિંબાનિ, યાનિ બિંબાનિ ભૂતલે ॥ સ્વર્ગે પિયાનિ બિંબાનિ, તાનિ વંદે નિરંતરમ્ ॥ ૫ ॥

## अथ जंकिंचि.

જંકિંચિ નામ તિથ્થં, સગ્ગે પાયાલિ માણુંસેલોએ; જાઈ જિણ બિંબાઈ, તાઈ સવ્વાઈ વંદામિ. ૧

## अथ नमुथ्थुणं

નમુથ્થુણં, અરિહંતાણં, ભગવંતાણં, આઈગરાણં, તિથ્થયરાણં, સયંસંબુદ્ધાણં, પુરિસુત્તમાણં, પુરિસસીહાણં, પુરિસ વર પુંડરીઆણં, પુરિસવરગંધહથ્થીણં, લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિઆણં, લોગપઈવાણં, લોગપજ્જોઅગરાણં, અભયદયાણં, ચખ્ખુદયાણં મગ્ગદયાણં, સરણુદયાણં, બોહિદયાણં, ધમ્મ દયાણં, ધમ્મ દેસિયાણં, ધમ્મ નાયગાણં, ધમ્મ સારહીણં, ધમ્મ વર ચાઉરંત ચક્કવટ્ટીણં, અપડિહય વર નાણ દંસણ ધરાણં, વિઅટ્ટ છઉમાણં, જિણાણં જાવયાણં, તિન્નાણં તારયાણં, બુદ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅગાણં, સવ્વન્નૂણં સવ્વ દરિસીણં, સિવ, મયલ, મરૂઅ, મણંત, મખ્ખય, મવ્વાબાહ, મપુણરાવિત્તિ, સિદ્ધિગઈ, નામ ધેયં, ઠાણં, સંપત્તાણં, નમો જિણાણં, જિઅભયાણં, જેઅઅઈઆ સિદ્ધા, જેઅ ભવિસ્સંતિ ણાગયે કાલે, સંપઈઅ વટ્ટમાણા, સવ્વે તિવિહેણ વંદામિ. ૧૦

## ॥ अथ जावंति चेइआइं ॥

જાવંતિ ચેઈઆઈ ઉદ્ઢેઅ અહેઅ તિરિઅ લોએઅ સવ્વાઈ તાઈ વંદે ઈહસંતો તથ્થ સંતાઈ. ૧

ઈચ્છામિ ખમાસમણો બોલવું જોઈયે.

## ॥ अथ जावंत केवि साहू ॥

જાવંત કેવિસાહૂ ભરહેરવય મહા વિદેહેઅ સવ્વેસિં તેસિં પણઓ તિવિહેણ તિદંડ વિરયાણં.

## ॥ अथ परमेष्टि नमस्कार ॥

નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્ય:

## ॥ अथ शांति जिन स्तवन ॥

॥ કાનુડે એમ શું કીધું રે ॥ એ દેશી ॥ શ્રી શાંતિ જિનેસર દીઠોરે, મ્હારા મનમાં લાગે મીઠોરે ॥ આજ મુખડું એહનું જોતાંરે, મ્હારાં નયણુ થયા પનોતાંરે ॥ ૧ ॥ જે નજર માંડી એને જોશેરે, તે તો ભવની ભાવઠ ખોસેરે ॥ એહનું રૂપ જોઈ જે જાણેરે, તેહને સુરનર સહુ વખાણેરે ॥ ૨ ॥ એ તો સાહેબ છે સયાનોરે, મુને લાગો એહશું તાનોરે ॥ એ તો શિવ સુંદરીનો રસીયોરે, મ્હારા નયણા માંહે વસીયોરે ॥ ૩ ॥ મેં તો સગપણુ એહ શું કીધુંરે, હવે સઘલું કારજ સીધુ રે ॥ એ તો જીવન અંતરજામીરે, નિરંજન એ બહુ નામીરે ॥ ૪ ॥ ઘણું શું એહને વખાણુંરે, હું તો જીવનો જીવન જાણુંરે ॥ ઘણું જે એહને મલશેરે, તેતો માણુસમાંથી ટલશેરે ॥ ૫ ॥ મનડાં જેણે એહશું માંડ્યાંરે, તેણે ઋદ્ધિવંતાં ઘર છાંડયાંરે ॥ આગેં જેણે એહ ઊપાસ્યોરે, તેણે શિવ સુખ કરતલ વાસ્યોરે. ॥ ૬ ॥ આશિક જે એહના થાયરે, તેણે સંસારમાં ન રહેવાયરે ॥ ગુણુ એહના જે ઘણું ગાશેરે, તે તો આખર નિર્ગુણુ થાશેરે ॥ ૭ ॥ મેં તો માંડી એહ શું માયારે, મુને ન ગમે બીજાની છાયારે ॥ ઊદયરત્ન મુનિ એમ બોલેરે, કોઈ નાવે એહને તોલેરે. ॥ ૮ ॥

( પછી હાથ જોડીને )

## ॥ अथ जयवीयराय ॥

જયવીઅરાય જગગુરૂ હોઉ મમં તુહ પભાવઓ ભ- યવં ભવ નિવ્વેઓ મગ્ગાણુ સારિઆ ઈટ્ટફલ સિદ્ધિ ૧ લોગ વિરૂદ્ધ ચ્ચાઓ ગુરૂજણ પૂઆ પરથ્થ કરણં ચ સુહગુરૂજો- ગો તવ્વણ સેવણા આભવ મખંડા. ૧ વારિજ્જઈ જઈવિ નિ- આણ બંધણં વીઅરાય તુહ સમયે તહવિ મમ હુજ્જ સેવા ભવે ભવે તુમ્હ ચલણાણં. ૩ દુઃખ્ખખ્ખઓ કમ્મખ્ખઓ સમાહિ મરણં ચ બોહિલાભો અ સંપજ્જઓ મહ એઅં તુહનાહ પણામ કરણેણં. ૪ સર્વ મંગળ માંગલ્યં સર્વ ક- લ્યાણ કારણં પ્રધાનં સર્વ ધર્માણં જૈનં જયતિ સાસનં. ૫

( પછી ઉભા થઇને )

## ॥ अथ अरिहंत चेइआणं ॥

અરિહંત ચેઈઆણં કરેમિ કાઉસ્સગ્ગં ૧ વંદણ વત્તિઆએ, પૂઅણ વત્તિઆએ સક્કાર વત્તિઆએ, સમ્માણ વત્તિઆએ બોહિલાભ વત્તિઆએ નિરૂવસગ્ગ વત્તિઆએ ૨ સદ્ધાએ મેહાએ ધિઈએ ધારણાએ અણુપ્પેહાએ વઢ્ઢમાણીએ ઠામિ કાઉસગ્ગં. ૩

## ॥ अथ अन्नथ्थ उससिऐणं. ॥

અન્નથ્થ ઉસસિએણં નીસસિએણં ખાસિએણં છીએ- ણં જંભાઈએણં ઉડુએણં વાયનિસગ્ગેણં ભમલિએ પિત્ત- મુચ્છાએ. ૧ સુહુમેહિં અંગસંચાલેહિં સુહુમેહિં ખેલ સ-

ચાલેહિં સુહુમેહિં દિઠિ સંચાલેહિં. ૨ એવ માઈએહિં આ-ગારેહિં અભગ્ગો અવિરાહિઓ હુજ્જમે કાઉસ્સગ્ગો. ૩ જાવ અરિહંતાણું ભગવંતાણું નમુક્કારેણું ન પારેમિ. ૪ તાવકાયં ઠાણેણું મોણેણું ઝાણેણું અપ્પાણું વોસિરામિ. ૫

## ॥ अथ श्री शांति जिन स्तुति ॥

॥ ગજપુર અવતારા, વિશ્વસેન કુમારા ॥ અવનિ-તલેં ઊદારા, ચક્ર વિલચ્છી ધારા ॥ પ્રતિ દિવસ સવાયા, સેવિયેં શાંતિસારા, ભવજલધિ અપારા, પામીયેં જેમ પારા ॥ ૧ ॥ જિન ગુણ જસ મલ્લિ, વાસના વિશ્વ વલ્લિ, મન સદનચ સલ્લિ, માનવંતી નિસલ્લી, સકલ કુશલ વલ્લિ ફુલડે વેગ ફુલી. ॥ દુર ગતિ તસ દુલ્લિ, તાસદા શ્રી બહૂલી: ॥ ૨ ॥ જિન કથિત વિશાલા, સૂત્ર શ્રેણી રસાલા ॥ સકલ સુખ સુખાલા, મેલવા મુક્તિ બાલા ॥ પ્રવચન પદ માલા, દૂતિકાએં દયાલા, ઉર ધરી સુકમાલા, મૂકીએં મોહ જાલા ॥ ૩ ॥ અતિ ચપલ વખાણી, સૂત્રમાં જે પ્રમાણી ॥ ભગવતિ બ્રહ્માણી, વિઘ્ન હંતા નિર્વાણી ॥ જીન પદ લપટાણી; કોડી કલ્યાણ ખાણી ॥ ઉદયરત્ને જાણી, સુખ દાતા સયાણી ॥ ૪ ॥ ઈતિ ॥.

( પછી ખમાસમણ લેવું )



## ॥ अथ श्री चैत्यवंदन स्तवन ॥

॥ સરસ્વતિ દેવ નમી મન્ય રંગ, ઉલટ આણી અતિ ઘણો અંગ ॥ ચૈત્ય વંદનનો કહું વિચાર, જોઈ ગ્રંથ તણો અધિકાર ॥ ૧ ॥ દેહરે જાવા મનમાં ધરે, ચોથ લાભ તવ પોતે કરે, ઉભો થાયે દેહરા કાજ, છટ્ઠનો લાભ કહ્યો જિનરાજ ॥ ૨ ॥ જિનહર જાવા ઉઘમ કરે, અઠમનું ફલ લાભે સરે ॥ દેહરા સામાં પગલાં ભરે, દશમ લાભ તવ પોતે કરે ॥ ૩ ॥ જિનહર પંથ પ્રવર્તે જશે, દુવાલશનું ફલ લાભે તસે ॥ અર્ધ પંથ જવ અતિ ક્રમે, પાસ ખમણ ફલ તીણેં સમે ॥ માસ ખમણ ફલ પામે ખરો, દ્રષ્ટે દિશે જવ દેહરો ॥ જે ફલ કીધે હોયે ખટ માસ, તે ફલ પામે દેહરા પાસ, ॥ ૫ ॥ વરસી તપનું જે ફલ સાર, તે ફલ પામે દેહરા બહાર ॥ વરસ સહસ ઉપવાશ તણું, જિન પૂજે ફલ તેથી ઘણું, ॥ ૬ ॥ ત્રણ પ્રદક્ષણા તતખીણ સિધી, દીવે દીપે બહુલી બુદ્ધિ ॥ આરતી કરતાં આરત્ય જાય, મંગલ દીવે મંગલિક થાય; ॥ ૭ ॥ પ્રભાતે પૂજા કરે નિપાપ, રયણી કીધે ટાલે પાપ ॥ મધ્યાને જે પૂજા કહી, જન્મ પાપ હરે તે સહી ॥ ૮ ॥ સાત જન્મ કહ્યાં જે પાપ, સંધ્યા પૂજા ટાલે આપ ॥ જિનવર પૂજા કરવી સહી, લાભ તણુંતો લેખું નહિ ॥ કરી પ્રણામજ દેહરા તણો, તેહને લાભ અછી સોણો ॥ સહસ ઘણો તે વીલેપન તણો, લક્ષ ઘ-

ણો ફુલ માલે સુણો ॥ ૧૦ ॥ વર વાજીંત્ર ને ગીત ર- સાલ, લાભ અનંતો હોય તત્કાલ ॥ એમ જાણી કરવી જિ નભક્તિ, જેહને હોય જેહવી શક્તિ ॥ ૧૧ ॥ જે નર ઉઠી પ્રહને સમેં, અરિહંત દેવની તે ઉચરે ॥ તે નર પામેં સં- પત કોડ, એમ કવી માંન કહે કરજોડ ॥ ૧૨ ॥ ઈતિ ॥

## ॥ अथ शेत्रुंज्य स्तवन ॥

શેત્રુંજાગઢના વાસીરે, મુજરો માનજોરે; સેવકની સુ- ણી વાતો મનમાં આણજોરે ॥ પ્રભુ મારા દીઠડે તુમ દેદાર; આજ મુને ઉપન્યો હરખ અપાર ॥ સાહેલીયાની સેવારે ભ- વ દુખ ભાંગશેરે ॥ ૧ ॥ એ આકણી ॥ એક અરજ અમારીરે દીલમાં ધારજોરે, ચોરાશી લખ ફેરારે દુર ગતિ વારજોરે ॥ પ્રભુ મુને દુરગતિ પડતો રાખ, દરિશન વહેલું રે દાખ ॥ સા ॥ ૨ ॥ દોલત સવાઈરે સોરઠ દેશનીરે, બલીહારી હું જાઉંરે પ્રભુ તાહારા વેશનીરે ॥ પ્રભુ માહારા રૂડું તમારૂ રૂપ, જોતાં મોહ્યારે સુરીનર ભુપ ॥ સા ॥ ૩ ॥ તીર્થ નહિ કોઈરે શેત્રુજા સારખુંરે ॥ પ્રવચન પેખી નેરે, કીધું તાહારૂં પારખુંરે ॥ રીષભ જોઈ (૨) હરખે જેહ, ત્રિભુવન લિલા પાંમે તેહ ॥ સા ॥ ૪ ॥ સદાઈ હું માગું રે પ્રભુ તાહરી સેવનારે ભાવઠ ભાંગોરે જગમાં જીવનારે ॥ પ્રભુ મહારા પૂરો મનના કોડ, એમ કહે ઊદયરત્ન કરજોડ ॥ સા ॥ ૫ ॥ ઈતિ ॥

## ॥ अथ श्री भीडभंजन पार्श्वनाथ जिन स्तवन. ॥

॥ લીલડી બુટ્ટીનો જામો જોરછેજી રાજ, જોરછેજી (૨) ફુલડાંનો ફોર મહારાજ ॥ લીલડી ॥ એ આંકણી ॥ ખેડુ (૨) શું કરોજી રાજ, ખેડુ છે મુગતીનું ખેત મહારાજ ॥ લીલડી ॥ રૂડો [ ૨ ] ખેડાનો રાજીઓજી રાજ, હે રીઝતાં બાંધે છે હેત મહારાજ ॥ ૧ ॥ લીલડી ॥ ભીડભંજન પ્રભુ ભેટીએજી રાજ, બીજાને મેલીને દુર મહારાજ ॥ કોડી દીવા સ્યું કીજીએ જીરાજ, એક ઉગ્યો જીહાં સુર મહારાજ ॥ લીલડી ૨ ॥ મેહનેં મેદની જીહાં મલ્યો જીરાજ, તીહાં કુંણ ખણુવે કુપ મહારાજ ॥ પાસ જિનેશ્વર પુજીએ જીરાજ, કુંણ ભેટે બીજો ભૂપ મહારાજ ॥ લીલડી ॥ સઘલે અંગે સોભતાં જીરાજ, પાસ પ્રભુનું અંગ મહારાજ ॥પરીકર પ્રભુજીને પેખતાં જીરાજ, રૂદયમાં વાધ્યો રંગ મહારાજ ॥ લીલડી ॥ ૪ ॥ તા થેઈ (૨) તાંનમેં જીરાજ, નાચે છે જીહાં નર નારી મહારાજ ॥ ઉદય વાચક એમ ઊચરે જી રાજ, પોહોચે તે ભવ પાર મહારાજ ॥ લીલડી ॥ ૫ ॥ ઈતિ ॥

---

## ॥ अथ श्री मुनि सुव्रत स्तवन. ॥

॥ ગરબાની દેશી ॥ અરજ કરૂં અરિહંત, ઉલટ આણીરે ॥ મહેર કરો મહારાજ, કિંકર જાણીરે ભક્તવત્સળ ભગવંત, કરૂણા કીજેરે; સેવકને સુખકાજ, દર્શન દીજેરે. ૧ ત્રણ ભુવનમાં તેજ, તાહારૂં લહિયેરે ॥ તરણુ તારણુ જિહા

જ, પ્રભુજી કહીયેંરે ॥ હૃદય કમલમાં ધ્યાન, પ્રભુજીનું ધ
રીયે રે ॥ ભવો ભવ સંચિત પાપ, ક્ષણમાં હરીયેંરે ॥ ૨ ॥
રાજગ્રહીમા રાય, યાદવ વંશીરે ॥ સુખ મિત્ર પદ્માવતી
નાર, ઉત્તમ હંસીરે ॥ તેની કુખે અવતાર, પ્રભુને આવ્યો-
રે ॥ મુનિ સુવ્રત મનોહર, નામ સોહાવ્યોરે ॥ ૩ ॥ વીશ
ધનુષ તનુ માન, પ્રભુની કાયારે ॥ કર્મ લંછન સાર, પ્ર-
ણમે પાયારે ॥ વર્ષ ત્રીશ હજાર, આયુ પાલ્યુંરે જનમ
મરણનું દુઃખ, સર્વે ટાલ્યુંરે ॥ ૪ ॥ માતરમાં મન રંગ,
પ્રભુજી વસિયારે ॥ નિત્ય સેવો નર નાર, પ્રભુ ગુણ રસિ-
યારે ॥ ધન્ય ધન્ય માતર ગ્રામ, મહાજન સુખીયારે ॥
પ્રભુથી જે રહે દુર, તે લહું દુઃખીયારે ॥ ૫ ॥ શ્રાવક લઈ
બહુ સંઘ, ખેટક પુરનોરે ॥ જાત્રાયે આવ્યો તેહ, આ દેશ
લહી ગુરૂનોરે ॥ શશી વસુ બાણ ભુવન્ન, શ્રાવણ માસેરે ॥
શુદિ સાતમ દિન સંઘ, આવ્યો આસેરે ॥ ૬ ॥ જળ
જાત્રાનો યોગ, તે દિન કીધોરે ॥ પ્રતિષ્ટાનો લાભ, અષ્ટ-
મિયે લીધોરે ॥ રંગ મંડપમાં રંગ, ઓચ્છવ થાયરે ॥ નૃત્ય
કરે નર નાર, પ્રભુ ગુણ ગાયરે ॥ ૭ ॥ સમક્તિ ધરસો
મન્ન, તો પ્રભુ મલસેરે ॥ લાખ ચોરાશી ખાણ, ફેરા ટલ-
શેરે ॥ આજ અધિક આનંદ, પ્રભુજી મલીયારે ॥ માતર-
માં મન રંગ, મનોરથ ફલિયારે ॥ ૮ ॥ ઉદયરત્ન ઉવઝાય,
પાટેં લહિયેરે ॥ ઉત્તમ જૈન રત્ન, અધિકા કહીયેરે ॥
ખિમા રત્ન ગુરૂ રાય, તાસ પસાયેરે ॥ રાજ રત્ન દિન
રાત, પ્રભુ ગુણ ગાયરે ॥ ૯ ॥ ઈતી ॥

## ॥ अथश्री साचादेव जिन स्तवन ॥ ( श्री मातरमां )

હાંરે મ્હારે ધન જોબનનો લટકો દહાડા ચાર
જો, એ દેશી.

હાંરે મારે અકલસ્વરૂપી અવીનાસી અરિહંતજો; પરમ નિરંજન પરમગુરૂ પરમેસ્વરૂરે લોલ ॥ હાંરે મારે પરમાનંદ સ્વામી ભગવંતજો, શાંત સુધારસ ભોગી પ્રભુ અલવેસરૂરે લોલ. ॥ ૧ ॥ હાંરે મારે ત્રીકાલવેદી ત્રીવધે પ્રણમે દેવજો, તીમિર મિથ્યાત નિવારણ જગત દીણેસરૂરે લોલ. ॥ હાંરે મારે ભવોદધી આલંબન પાંન સ્વરૂપજો. કુમત હરણ ભવતારક સુમતિ જિણેસરૂરે લોલ. ॥ ૨ ॥ દેશ સુકોશલ નયરી અયોધ્યા દેશજો, મેઘપતિ નામે મેઘ નરિંદ ત્યાં જાણીએરે લોલ. ॥ દીપે ગુણ મણી દેવી મંગલા તાસજો, પેખે શાસુપનાં દશ વેદ વખાણીયેરે લોલ. ॥ ૩ ॥ શ્રાવણ સુદી બીજે ચવીયા જયંતજો, શુદ વૈશાખ આઠ્મીએ જન્મયા જગગુરૂરે લોલ. ॥ ઉત્તમ બુધ જગડે સુમત અનુમાંનજો, નામ ધર્યું શ્રી સુમતિનાથ સુખકરૂરે લોલ. ॥ ૪ ॥ નૃક્ષયમધાને સિંહ રાસી ભગવાંનજો, જન્મ મોછવ વીધ સુકૃત તિહાં કરરે લોલ. ॥ ધનુષ તિન સત કાયા કંચન વાંનજો, ક્રોચ પંખી પદ લંછન શેવા આદરેરે લોલ. ॥ ૫ ॥ સમદમ માધવ સુદી નવમીએ જાણજો, વીસ વરસ છદમસ્તપણુ એ પ્રભુ રહ્યારે લોલ ॥ મધુ ઉજલ એકાદશી કેવલ થાયજો, નીરૂપાદીટપદ શીવપુર

તે નૈમેં લહ્યોરેલોલ ॥ ૬ ॥ આઉખુ લખ પુરવ ચ્યાલીસ માંનજો, શમત શિખરપર પોતે શીવરમણી વર્યારે લોલ ॥ ભવદવ દહન નિવારણ જલદ સમાંનજો, કેઈ ભવી પ્રાંણી પ્રભુની ગીરા શુણતાં તર્યારે લોલ ॥ ૭ ॥ ચઈત્ય રૂપતેવૃક્ષ પ્રીયંગુ નાંમજો, મોહ કરમ અરીધ્યાંન ધર્મથી ગંજીએરે લોલ ॥ તીકણ સુધે શ્રી જિન ભક્તિ ઉદારજો, પ્રભુ ગુણ-ગાતાં ભાવઠી ભવની ભાંજિએરે લોલ ॥ ૮ ॥ સીંહજપુરથી પ્રગટ્યા સાચાદેવ, માત્રીકપુર પધાર્યા પ્રભુ કરૂણા કરીરે લોલ ॥ સાનીધકારી યક્ષ તું ખરૂ નામજો, માહાકાલી તે આપદા કાપે આકરીરે લોલ ॥ ૯ ॥ ભાવ ધરીને પ્રણમે જે નર નારજો, મંન ઈછીત ફલ પાંમે તે પ્રાંણી સહીરે લોલ ॥ જાત્રા કરવા આવે સંઘ અપારજો, અરજ કરે પ્રભુ આગલ રહીરે લોલ ॥ ૧૦ ॥ આ ભવ પરભવ વસ-વું પ્રભુ તુમ પાસજો, અલવેસર અવધારો શેવકની વિન-તીરે લોલ ॥ તીવીધ તાપેં જે તપવ્યા ભવ કૂપજો, તાર્યા તે કુરૂણા કુર ઠાકુર સુમતિરે લોલ ॥ ૧૧ ॥ સંઘ સકલ સુખીયા મહાજન માતર માંહજો, ભુવન નીપાયો ભરત ખેત્રમાં ભુનીલોરે લોલ ॥ ઉપે ઉજલ ગાંડે નભસું વાદજો, દીપે પવને પતાકા ત્રીભોવન ગુણ તીલોરે લોલ ॥ ૧૨ ॥ સા ધરમચંદ સુત લક્ષ્મીચંદ જાણજો, નાત ભલી શ્રી માલી જાત વાણીયારે લોલ ॥ કરે રખોપું રાજનગરમાં વાસજો, સાહ્યકારી સંઘ મુખ્ય જાણીયારે લોલ ॥ ૧૩ ॥ આજ સફલ દીન ભવનો ફરતાં ફેરજો, શ્રુકોઝલ ત્રી-

તીગાઈ માતર ગામમાંરે લોલ ॥ ઉદય ઉત્તમ જિન ખિમા તણો ભંડારજો, રાજ રત્ન કહી શીવ સુખ છે પ્રભુજીના નામમાંરે લોલ ॥ ૧૪ ॥ ઈતિ ॥

---

## ॥ अथ श्री शांतिजिन स्तवन ॥

દેશી ગરબાની—અચીરાનંદન વંદનારે લોલ, કાંઈ ભવભય મૂલ નિકંદનારે લોલ ॥ આરાધો આનંદમાંરે લોલ, તમે ન પડો માયા ફંદમાંરે લોલ ॥ ૧ ॥ હુતો પ્રભુજિને પુજવા નીશરીરે લોલ, હુંતો ઘરનો ધંધો વિસરીરે લોલ॥ મુખડું જોતાં તાહરૂંરે લોલ, વ્હાલો મોહી રહ્યો મન માંહરેરે લોલ ॥ ૨ ॥ તારૂં રૂપ દીઠું જે વારનુંરે લોલ, મુંને વિસર્યું દુઃખ સંસારનુંરે લોલ ॥ તાહરી મુહુરત દીઠી જે ઘડીરે લોલ, મારી આંખ હૈયાની ઊઘડીરે લોલ ॥ ૩ ॥ મુંને તુજશું લાગી મોહનીરે લોલ, વ્હાલા ન ગમે સંગત કેહનીરે લોલ ॥ મુંને ઘડી ઘડી તું સાંભરેરે લોલ, વ્હાલા વિસાર્યો નવી વિસરેરે લોલ ॥ ૪ ॥ રૂડી અણીઆલી તુજ આંખડીરે લોલ, તેતો જાણે કમલની પાંખડીરે લોલ ॥ મસ્તક મુગટ શોહામણોરે લોલ, મુંને જોવાને અલજો ઘણોરે લોલ ॥ ૫ ॥ બાંહે બાજુબંધ બેરખારે લોલ, કાંઠે કાંને કુંડળ સારીખારે લોલ ॥ હાર હૈએ અતિ શોભતોરે લોલ, તેતો સુરનરનાં મન મોહતોરે લોલ ॥ ૬ ॥ પંચરંગી આંગી બનીરે લોલ, કાંઈ શોભા કહું તેહનીરે લોલ ॥

ફુલ ફગર અતિ ફુટડારે લોલ, તારાં વયણ અતિરસ ફુંટ-ડારે લોલ ॥ ૭ ॥ દીપમાલા ધૂપ ને આરતીરે લોલ, તે-તો દુર ગત્યમાં દુઃખ વારતીરે લોલ ॥ તાથૈ થૈ તાંનમાંરે લોલ, તને સુરનર ગાવે ગાનમાંરે લોલ ॥ ૮ ॥ જને શેવક કરી લખવારરે લોલ, તો સું નજર કરી દેખવારે લોલ ॥ ઉદયરત્ન કહે આજથીરે લોલ, મારાં કાજ સર્યા જિનરાજ થીરે લોલ ॥ ૯ ॥ ઈતિ.

---

## ॥ अथ श्री नेमनाथजिन स्तवन ॥

વાહલેમીયા હુંતો જાઉંરે તાહરી વારણે, અરે વાર-ણેરે બલીહારણે સાંમલીઆ હુંતો જાઉંરે તારે વારણે ॥ તોરણે આવી નેહ જગાવી, રથ વાલ્યો કંને કારણે ॥ કારણે કારણે શું કારણેરે. સાંમલીઆ હુંતો જાઉરે તારે વારણે, અરે વારણેરે બલીહારણે સાંમ૦ ॥ એ ટેક ॥૧॥ એવડું જો મનમાં કૂડું હતું તો, શાંને આવ્યા મહારે બા-રણે (૩) શાંમ૦ ॥ તેંતોરે મુજને ઘેહેલીરે કીધી, નથીરે મહારો જીવ ધારણે (૩) શાંમ૦ ॥ ૨ ॥ પરણીને ગિરના-રી પધાર્યા, ચતુર ચોમાસાને પારણે (૩) શાંમ૦ ॥ હમણાં તું નેમજિ રથ વાલ્યો, વિરહ દાવાનલ દારણે (૩) શાંમ૦ ॥ ૩ ॥ કોએક ભવનું વેર સંભારી, દુઃખ દરિઆમાં ડા-રણે (૩) શાંમ૦ પશુઓએ મલીને વ્હાલાજિ, તુંમ શુંણા-વ કરી મુજ મારણે (૩) શાંમ૦ ॥ ૪ ॥ રાજેમતીની

અરજ શુંણીને, નેમે ભવજલ તારણે (૩) શાંમ० ॥ સં-જમ આપી પ્રિત નિવાહી, ઉદયરત્ન જાઈએ આરણે (૩) શાંમ० ॥ ૫ ॥ ઈતિઃ

---

## ॥ अथ श्री शांमळा पार्श्वनाथ जिन स्तवन. ॥

પ્યારા પાસજીરે પ્રભુ દીન દયાલ, મોરા નાથજીરે મુને નજરે નિહાલો ॥ રાતાં જાશુદ ફુલડાંને શાંમળો તારો રંગ, આજ તારી આંગીનોરે રૂડો બન્યો રંગ ॥ પ્યા ॥ ૧ ॥ જોગી વાડે જાલમીરે માતો ધીંગડમલ, શાંમળો સોહામણો જિને જિત્યા આઠે મલ ॥ પ્યારા ॥ ૨ ॥ દેવ સઘલા દેખતાંરે એકતું અવલ, લાખીણો છે લટકો તાહરો, દેખી રીઝે દલ ॥ પ્યારા ॥ ૩ ॥ તું છે માહરો સાહબો ને હું છું તારો દાશ ॥ આસ્ય પુરો દાશનીરે, સાંભળી અરદાશ ॥ પ્યારા ॥ ૪ ॥ કોઈ નમે પીરનેરે, કોઈ નમે રાંમ ॥ ઉદયરત્ન કહે માહરે, તુજ શું કાંમ ॥ પ્યારા ॥ ૫ ॥ ઈતિ ॥

---

## ॥ श्री भीडभंजन पार्श्वनाथ जिन स्तवत. ॥

દેસી માલાની ॥ પ્રણુમી પ્રભુને પાય આંણુન લો-પુંરે, સાંભલી તાહરાં વયણ કાંને રોપુંરે ॥ જન્મ જન્મ ના ફેરા ફરતાં, પ્રભુ મેં તો આરાધ્યા અન્ય દેવારે, કુગુરૂ તણો ઉપદેશ લાગ્યો, લાધી નહીં તુજ શેવારે ॥

આં ॥ ૧ ॥ કનક કથીરનો વિવરો ન જાણ્યો, પ્રભુ મારા કાચ મણી સમ તોલ્યોરે ॥ વિવેક તણી મેં વાત ન જાંણી, વિષય અમૃત કરી ઘોલ્યાંરે ॥ આં ॥ ૨ ॥ સમકિતનો લવ લેશ ન સમજ્યો, પ્રભુ મારા મિથ્યા મતમાં સુતોરે ॥ પાપ તણો પંથ પરવરીઓ, વિષય કરીને વિગુતોરે ॥ આં ॥ ૩ ॥ કોઈક પૂરવ પુન્ય સંયોગે, પ્રભુ હું તો આરજ દેશ અવતરીયોરે ॥ ભીડભંજન પ્રભુ શાહેબ મુજ મલીયો, જયતારક પ્રભુ તરીયોરે ॥ આં ॥ ૪ ॥ એતા દિવસ મેં તો વિગત્ય ન જાંણી, પ્રભુ તુજથી રહ્યો હું અલગોરે ॥ ઉદયરત્ન કહે આજથી તાહરે, પ્રભુ દામણે હું વલગોરે આં ॥ ૫ ॥ ઈતિ ॥

---

## ॥ अथ श्री महावीर जिन स्तवन. ॥

દેશી માઢની : મ્હેતો નજી રહેસ્યાંજી, મહારારે સાહીબરી મ્હેતો નજી રહેસ્યુજી ; સાહીબની શેવામાં રેહેસ્યું; કેહસ્યું સુખ દુઃખ વાત ॥ આંણુ વહેસ્યું શીવ સુખ લહેસ્યું; દેસ્યા દુરિત સંઘાત ॥ મ્હે ॥ ૧ ॥ સિધારથ રાજાનો નંદન, ત્રિસલા રાણી માત ॥ ચઉવીસમા જીનના ગુણ ગાતા, નિર્મલ કરસ્યું ગાત ॥ મ્હે ॥ ૨ ॥ ચાર પાંચ સાત આઠ હણીને, નવસ્યું ધરશું નેહ ॥ દસ પોતાના દોસ્ત કરીને, એકને દેશું છેહ ॥ મ્હે ॥ ૩ ॥ છને છંડી બેને મંડી બોલાવીશું બાર ॥ પન્નર જણાને

પાસ ન પડસ્યું, તેરને દેશું માર ॥ મ્હે ॥ ૪ ॥ સતર પાલી અઢાર અજુવાલી, છીપીશું બાવીસ ॥ તેવીસને દુર કરીને, ચિત્ત ધરશું ચોવીસ ॥ મ્હે ॥ ૫ ॥ તણ પાંચ સાતાવીસ ધરશું, બેતાલીશ વિરૂદ્ધ ॥ તેત્રીશ ને ચોરાસી ટાલી, કરશું આત્તમ સુદ્ધ ॥ મ્હે ॥ ૬ ॥ અંગ વિનાનો સંગ ન કરીએ, જે તારે ભવતીર ॥ ઉદયરત્ન કહે ત્રીશલા નંદન, જય જય શ્રી માહાવીર ॥ મ્હે ॥ ૭ ॥ ઈતી ॥



## ॥ अथ श्री महावीर जिन स्तवन ॥

તાહારે વયણે મનડું વીધ્યુંરે, ગિરવા ગુણ દરિયા ॥ તાહારે ચરણે ચિત્તડું ભેધુંરે, મીઠા ઠાકરીયા ॥ એ આંકણી ॥ સાકર દ્રાખ થકી પણ અધિકી, પ્રભુ મહારા મીઠી તાહારી વાણી ॥ સાંભલતાં સંતોષ ન આવે, અમૃત રસની ખાણીરે ॥ ગિરવા ॥ ૧ ॥ વચન તાહારૂં સાંભલવાને, પ્રભુ મહારા આશક થઇને રહીયે ॥ મુખડા તે મટકો જોતાં, ફરી ફરી ભામણે જઇયેરે ॥ ગિરવા ॥ ૨ ॥ ઋદ્ધિવંતા બહુ રાજ તજીને, પ્રભુ મહારાજ જે વયણના રસીયા ॥ સઘળી વાત તણો રસ છાંડી, આવી તુજ ચરણે વસીયારે ॥ ગીરવા ॥ ૩ ॥ સુરનર મુનિવર જગમન ભાવી, પ્રભુ માહરા ગ્રંથે જે ગુણ ખાણી ॥ શ્રી જિનવર તણી સુણી વાણી, બુજ્યા બહુ ભવિ પ્રાણીરે ॥ ગિરવા ॥ ત્રણ ભુવનને પાવન કરવા, પ્રભુ માહરા નિરમલ જૈનિ જરણી ॥ ઉદયરત્ન કહે ભવજલતરવા, સહીનાવા સંવરણીરે ॥ ગિરવા. ૫ ઇતિ.

## ॥ अथ श्री शेत्रुंजानुं स्तवन ॥

રાગ સોરઠઃ જોરછેજી જોરછેજી જોર મહારાજ, શેત્રુંજે શેવ્યાનો લાહો જોરછેજી રાજ ॥ એ આંકણી ॥ સોરઠ દેશ સોહામણોજીરાજ, શેત્રુંજાનો શણગાર મહારાજ ॥ ॥ શેત્રુંજે ॥ ૧ ॥ કાંમ દૂરે કરી કેશરીજીરાજ, મરૂદેવી માતા મઝાર મહારાજ ॥ શેત્રુંજે ॥ તિરથ તિરથ શું કરોજી રાજ, અવરછે આલપંપાલ મહારાજ ॥ શેત્રુંજે ॥ ૨ ॥ ત્રિભોવન તિરથ એક છેજીરાજ, સિદ્ધાચલ શું વિચાર મહારાજ ॥ શેત્રુંજે ॥ ભાગ્ય હોયતો ભેટીએજી રાજ, વિમલાચલ વારોવાર મહારાજ ॥ શેત્રુંજે ॥ ૩ ॥ જેણે એક વાર ભેટયો નહિજી રાજ, તેહનો અફલ અવતાર મહારાજ ॥ શેત્રુંજે ॥ શંવત સત્તર અઠ્ઠાશિયેજી રાજ, બારશને શનીવ્રાર મહારાજ ॥ શેત્રુંજે ॥ ૪ ॥ પ્રતિષ્ટા પુંજા તણીજી રાજં, આંગી અનોપમ સાર મહારાજ ॥ શેત્રુંજે ॥ ચૈતર શુદ બાદશ દિનેજી રાજ, ઊદયરત્ન ઊવઝાય મહારાજ ॥ શેત્રુંજે ॥ થોડું કરી પ્રભુ પેખતંજી રાજ, ગાયો રાગ સોરઠ મહારાજ ॥ શેત્રુંજે ॥ ૫ ॥ ઇતિ.



## ॥ अथ श्री सिद्धाचलनुं स्तवन ॥

ડુંગર ટાઢોરે ડુંગર શીયલો; એણુ ગિરીએ સિદ્ધા સાધુ અનંતરે ॥ ડુંગર ફૂટડો ॥ જીહાં વસે સુનંદાનો કંતોરે, ફૂલનાં ચોસર પ્રભુજીને શિર ચઢે ॥ ૧ ॥ એ આંકણી ॥

પેહેલે આરે એ પુંડરગિરી, એંસી જોયન અવધારોરે ॥ સીતેર જોયણુ બીજે સહી, ત્રીજે સાઠ જોયન વિચારોરે ॥ ફૂલનાં ॥ ૨ ॥ ચોથે પંચાશ જોયણુ કહ્યો, પાંચમે બાર જોયનનું માનોરે ॥ છઠે સાત હાથનો જાંણુજ્યો, એણીપેરે ભાખો શ્રી વર્દ્ધમાનોરે ॥ ફૂલનાં ॥ ૩ ॥ જીહાં રૂપભ જિ- ણંદ સમોસર્યા, પુરવ સંખ્યા નવાણુ વારોરે ॥ નવાણુ જાત્રારે જે જુગતે કરે, ધન્ય ધન્ય તેહનો અવતારોરે ॥ ॥ ફૂલનાં ॥ ૪ ॥ એ ગિરી નરખેરે એ ગિરી જે ચડે, એ ગિરી ફરસે જો ચોફેરોરે ॥ મુગતી સામાંરે તે પગલાં ભરે, જમરાણાને તે કરે જેરોરે ॥ ફૂલનાં ॥ ૫ ॥ જેણે શ્રી શેત્રુંજો દીઠો નહિ, જેણે પૂજ્યા નહિ આદિ જિનંદારે ॥ દાન સૂપાત્ર જેણેરે દીધો નહિ, તે કેમ જીતે ભવના ફંદારે ॥ ફૂલનાં ॥ ૬ ॥ ઊદયરત્ન અવસર પાંમીને, જાત્રા કરે જે નર જાંણોરે ॥ શ્રી શેત્રુંજા માહત્મમાં કહ્યું, તે નર પાંમે પરમ કલ્યાંણોરે ॥ ફૂલનાં ॥ ૭ ॥ ઇતિ.



## ॥ अथ श्री अनागत चोवीसी जिन स्तवन ॥

દેશી રસીયાની આવતી કાલે હો જીનવર હોશે, પ્રથમ પદમનાભ, જીણંદા ॥ સૂરદેવ, સુપાસ, સ્વયમ, પ્રભુ, નમતાં મોટારે લાભ જીણંદા ॥ ૧ ॥ અરજ અવધારો હો પ્રભુજી માહરી ॥ એ આંકણી ॥ પાંચમો સ્વાનુભૂતી, હો નામે, દેવસુરત, ઊદય, પઢોલ, જીણંદા ॥ પ્રણમુ પોહીલ, શતકી-

રતી, પ્રભુ, સુવ્રત, અપ્રમ, દયાલ જીણંદા ॥ અરજ પ્રભુ ॥ નીકખાન નામે, શ્રીજીન તેરમો, ચૌદમા વિપુલાક, જીણંદા ॥ વિરમમ, ચિત્રગુપ્ત, નિત વંદીયે, મેહલી મોહની છાક જી-ણંદા ॥ અરજ ॥ ૩ ॥ શ્રીસમધી, અને સંવર, નમુ, યશોધરા, વિજય, મલી, દેવજીણંદા ॥ અનંત, વિરય નામે તેવીસમા, કીજે તેહની શેવ જીણંદા ॥ અરજ ॥ ૪ ॥ ભક્તવત્સલ શ્રીભદ્રક્રત, ભેટીએ, અનાગત ચોવીસી એહ જીણંદા ઉદયરત્ન કહે જે આરાધશે, તરશે ભવજલ તેહ જીણંદા ॥ અરજ ॥ ઇતિ.



## ॥ अथ श्री अतीत चोवीसी जिन स्तवन. ॥

શેહર ભલો પણ સાંકડોરે એ દેશી ॥ શ્રી ગુરૂ ચરણ સરોજનારે, પામી પરમ પસાય ॥ જિન દેવા ॥ અતીત ચોવીસીનો જય છે હો લાલ, પ્રથમ પ્રણમું તેહનારે, ચર-ણ કમલ ચિત્ત લાય જિન દેવા ॥ અતીત ॥ ૧ ॥ કે-વલજ્ઞાની, નીરવાણી, છેરે, સાગર, જિન સુખકાર જિન દેવા ॥ મહાયશા, નામે ચોથા નમુ હો લાલ, પ્રણમું વિ-મલ, પાંચમારે ॥ સરવાનુભૂતિ, શ્રીકાર, જિ ॥ અતીત ॥ ૨ ॥ સાતમો શ્રીધર, સાહીઓરે, દત, દામોદર, દેવ, જિ ॥ સુમતેજ નામે, સ્વામી, પ્રભો, નમુ હો લાલ, મુનિસુવ્રત, સુમતિ, સદારે, ॥ શિવગતિની, કીજે શેવ, જિ ॥ અતીત ॥ ૩ ॥ અસ્યાગને, નમીશ્વરરે, અનીલ, યશોધર ઇશ,

જિ ॥ કૃતારથ, જિણેસરૂ હો લાલ, શુધ્યમતી, શિવકરૂરે ॥ સ્યંદન, સંપ્રતિ, ચોવીસ, જિ ॥ અતીત ॥ ૪ ॥ એહ ચોવીસે ઊપનારે, અતીત કાલે અરિહંત, જિ ॥ ભાવ પૂજા મનમાં ધરી હો લાલ, ઉદયરત્ન વંદે સદારે, ભાવે તે ભગવંત, જિ ॥ અતીત ॥ ૫ ॥ ઈતિ ॥



## ॥ अथ श्री मंधर जिन स्तवन ॥

ઈડર આંબા આંબલીરે ॥ એ દેશી ॥ સ્વસ્તી શ્રી પુડરગીણીરે, નગરી નિરૂપમ નામ ॥ વાલેસર મૂજ તીહાં વસેરે, શ્રી મંધર સ્વામ ॥ જિણંદરાય, માનો મુજ અરદાસ ॥ એ આંકણી ॥ ભરત ક્ષેત્રથી વિનવુરે, બહુ વારોવાર ॥ પ્રભુજી પાસે જાંણુજયેરે, આતમના આધાર ॥ જિણંદરાય ॥ ૨ ॥ સેવકને સંભારવોરે, ચિત્ત માંહે સુ વિવેષ ॥ અવસરે વિસારો રખેરે, લખજો મનનો લેખ ॥ જિણંદરાય ॥ ૩ ॥ થોડે વેખે લખી વિનતીરે, તુ જાણે ભગવંત ॥ મુખ જોવા મન ઊલસેરે, ઉતકંઠા અનંત ॥ જિણંદરાય ॥ ૪ ॥ દુર દેશાંતર તું વસેરે, જોયણ લખ્યાં છેહ ॥ ભેટા વિણુ ભાજે નહિંરે, મન તણુા સંદેહ ॥ જિણંદરાય ॥ ૫ ॥ મન જાણે ઉડી મલુંરે, પણ દેવે ન દીધી પાંખ ॥ નજર નજરી મલ્યા પછેરે, અલજો ધરે છે આંખ ॥ જિણુદ રાય ॥ ૬ ॥ઈંદ્રાદીક જેહના ઉલગુરે, મુનિપતિ આસી મોડી ॥ ચહી કરી જેહની ચાકરીરે, રાય

જોદા કરજોડી ॥ જિણંદરાય ॥ ૭ ॥ રાગાદિક જીતા જી ણેરે, અરીયણ અતિ બલવંત ॥ રાત્ય દિવસ મનમાં વ-સેરે, અલવેસર અરિહંત ॥ જિણંદરાય ॥ ૮ ॥ મેંતો સાહિબા વિનવ્યોરે, મુકી મનની ભ્રાંન્ત ॥ સન્મુખ હોજ્જે સેવકારે, કેવલ કમલા કાંત જિણંદરાય ॥ ૯ ॥ બીજ દીને મારા ઠાકુરારે, વંદના સસીહરસાય ॥ પાઠવીયે પ્રેમે કરીરે, તે માંની લેજો પ્રાણુનાથ ॥ જિણંદ-રાય ॥ ૧૦ ॥ વીહરમાન જિન રાજીયોરે, જગજીવન જગભાણુ ॥ ઉદયરત્ન કહે માહરેરે, તુંહજ જીવન પ્રાણુ ॥ જિણંદરાય ॥ ૧૧ ॥ ઈતિ ॥

## ॥ अथ श्री नीगोदनु स्तवन. ॥

જાવું પાસ જીણંદ જગ જીવનાં, હુંતો અરજ કરૂં કર જોડ ॥ પ્રભુ મોરી વિનતી સાંભલો ॥ એ આંકણી ॥ મેંતો લાખ ચોરાશી જાતમાં, કંઈ કીધાં ભવની કોડ ॥ પ્રભુ ॥ ૧ ॥ એક મનુષના સાસોસાસ મનુષ્યના, જીવ નીગોદ માંહે નિરધાર ॥ હુતો મરણુ કરી કરી અવતર્યો, તીહાં સાઢી સતર વાર ॥ પ્રભુ ॥ ૨ ॥ વલી પાંચ થાવર માહે પડયો, કર્મ કરીએ જીવ ॥ એકંદ્રીપણુ લહી આ-પદા, અનંતો કાલ અતીવાર ॥ પ્રભુ ॥ ૩ ॥ ચલ ચર થલ ચરખે ચરપણુ, હું તો પામ્યો અનેક ॥ ત્રીજંચ માંહે લહી તર્જના જીહાં નહિ ગ્નાન વિવેક ॥ પ્રભુ ॥ ૪ ॥

વલી વેઠી હો નરકની વેદના, મેંતો ભોગવ્યાં દુઃખ અનંત ॥ વસ્યો પરમાધામીને વસે, તે તું જાણે ભગવંત ॥ પ્રભુ ॥ ૫ ॥ પણ સૂરની ગત્ય પામીને, વીષયે મોહો મહારાજ ॥ સુદ્ધ સમકિત ન ઓલખ્યું, પણ સારૂ આતમ કાજ ॥ પ્રભુ ॥ ૬ ॥ અનંતકાય માંહે અવતર્યો, સાધારણ પામ્યો શરીર ॥ ચઉદલાખ મનુસ્યની જાતમાં, અવતરીયો નિચ આહેર ॥ પ્રભુ ॥ ૭ ॥ હુંતો દેશ અનાર્ય માહે વસ્યો, તિહાં જાણ્યો નહિ જિન ધર્મ ॥ વળી કૂગુરૂ દેવ તણે વસ્યો, નવી જાણ્યો સમકિત મર્મ ॥ પ્રભુ ॥ ૮ ॥ સમવાય તણે યોગે કરી, મેંતો સાંભલ્યું સૂત્ર વચન ॥ પણ જલ પાષાણ તણી પરે, લવસે સન ભેદ્યું મન ॥ પ્રભુ ॥ ૯ ॥ પાખંડી એકે ભોલવ્યો, તીણે રોલાવ્યો કૂગતિ મઝાર ॥ મેંતો ધર્મ માંહે સાંસો ધર્યો, દેખીને લોકાચાર ॥ પ્રભુ ॥ ૧૦ ॥ મેંતો સૂત્રસિદ્ધાંત તે સાંભળી, સાચો માન્યા નહીં મન ॥ તારી મુજાદા લોપીજે, ઉપાસ્યા મારગ અન ॥ પ્રભુ ॥ ૧૧ ॥ હુંતો ધર્મ બુદ્ધિ ધાયો ઘણું, મિથ્યાત ભણી મહારાજ ॥ કાંઈ કાજ સુધુ માહરૂ, હવે તેથી ખુબ્યો વાજ ॥ પ્રભુ ॥ ૧૨ ॥ મેંતો આપમતે અજ્ઞાનથી, ઉથાપા આગમ બોલ ॥ સંદેહ ધર્યો તુજ વયણનો, આજ કહુંછુ મનકુ ખોલ ॥ પ્રભુ ॥ ૧૩ ॥ ચારિત્ર લેઇને વિરાધીયાં, પચખાણને કીધાં ભંગ ॥ સુદ્ધ ક્રીયા કરતી વલી, મેંતો આલસ આણી અંગ ॥ પ્રભુ ॥ ૧૪ ॥ તુજ વયણની શેવ દૂરે તજી, મેંતો શેવ્યાં વિષય વિકાર ॥

વળી પાપ પરિગ્રહ મેલને, વધાર્યો બહુ સંસાર ॥ પ્રભુ ॥ ૧૫ ॥ ગણું નહિરે મૂજ સરીખો, તમે છો પ્રભુ દીન દયાલ ॥ ભવ ભવના બંધ કાપીએ, પ્રભુ આપો એ મંગલમાલ ॥ પ્રભુ ॥ ૧૬ ॥ ખેડા હરીયાલા મંડણો, શ્રી ભીડભંજન જિન રાય ॥ શ્રી સંગ મનોરથ પુરીએ, એમ ઉદયરત્ન ગુણ ગાય ॥ પ્રભુ ॥ ૧૭ ॥ ઈતિ.

---

## ॥ अथ श्री जिनराज स्तवन ॥

જિનરાજ જોવાની તક જાય છે રે, ખરાં દુખ ખોવાની તક જાયછેરે ॥ હલૂવાં કરમી હોવાની તક જાયછેરે, ભગવંત ભજ્યાની તક જાયછેરે ॥ બહુ લોભી લાભ લૂટાયછેરે, જિનરાજ ॥ ૧ ॥ એ આંકણી ॥ દૂનિયા રંગ પતંગી દીસે, પલકે પલકે પલટાયછેરે ॥ જિન ॥ ખોટી ભરૂંસે ખોટી થાવું, ગાંઠનો ગરથ ગમાયછેરે ॥ જિન ॥ ૨ ॥ સજ્જન સગાં સહુ સ્વારથ સુધી, ગરજે ગેહલાં થાયછેરે ॥ જિન ॥ પુન્ય વિના એક પરભવ જાતાં, સંસારી સીદાયછેરે ॥ જિન ॥ ૩ ॥ રામા રામા ધનધન કરતો, ધવધવ જીહાં તીહાં ધાયછેરે ॥ જિન ॥ કનક અન નેવલી કામની, લુબ્ધાયે પ્રાણી કૂટાયછેરે ॥ જિન ॥ ૪ ॥ પંચ વિષયના પ્રવાહ માંહી, નૃત્ય પૂરી તણાયછેરે ॥ જિન ॥ નાવ સરીખા નાથને મૂકી, પાપની ભારી ભરાયછેરે ॥ જિન ॥ ૫ ॥ સદ્‌ગુરૂની ઉપદેશે સુધા, જવ હિરી જણાયછેરે ॥ જિન ॥

પાખંડમાં પડયા જે પ્રાણી, કાચમલામા કહેવાયછેરે ॥ જિન ॥ ૬ ॥ મોહરાજાના રાજમાં વસતાં, પરમાધામી પજાયછેરે ॥ જિન ॥ જિન મારગ વિન જમનો જોરો, જુઓ કીણે છુતાયછેરે ॥ જિન ॥ ૭ ॥ ભીડભંજન પ્રભુ પાસ જિણેશ્વર પૂજતાં, પાપ પલાયછેરે ॥ જિંન ॥ ઉદય વાચકનો અંતર જામી, ખુડતાં માંહી સાહ્યછેરે ॥ જિન ॥ ૮ ॥ ઈતિ.

---

## ॥ अथ स्तवन ॥

રાગ ગરબીનો ॥ અહો મેવાસમે ભેમરદો, મગન ભયા મેવાસી ॥

કાયા અતિ રૂપ બણાયા, માતાની મેવાસી ॥ છાયાં કેસર આણંદ ભયો, આખર કયા લે જાસી ॥ અહો ॥ ૧ ॥ નવ દરવાજા જઈ વસે નિરંજન, દુઃખ દાયક દૂર ગંધા ॥ કહો ઉસમે તો લધન ભયાહૈ, રહ્યો રહ્યો આતમ અંધા ॥ અહો ॥ ૨ ॥ કાયા અતિ દુઃખી જાના, કાયામે બોહત્તર કોઠા ॥ વીણુ સત જાતાં વાર ન લાગે, જેસા જલ પરપોટા ॥ અહો ॥ ૩ ॥ સારા મુલક મેલ્યા સંતાપી, કામ કરો તમે ખોટા ॥ લોભી તલાટી લોચ્ચા વાલે, તે કીમ આવે ટોટા ॥ અહો ॥ ૪ ॥ મુલક મુલકકી મરી લોગાઈ, બહુોત કરે ફરીયારી ॥ મુજરો હમારો માનોની પાપી, અદછાંની અદમાતી ॥ અહો ॥ ૫ ॥ ઊદયરત્ન કહે આતમ મેરા, મેવાસી મત મેલો, ભગવંત તમે ભાવે ભેટો, મુંગત પુરીમે ખેલો ॥ અહો ॥ ૬ ॥ ઈતિ.

## ॥ अथ श्री नेम जिन स्तुति ॥

શ્રી ગિરનારે જે ગુણનીલો, તે તરણ તારણ ત્રિભોવન તિલો ॥ નેમીસર નમીયે તે સદા, સેવ્યો આપે સુખ સંપદા ॥ ૧ ॥ ઈંદ્રાદીક દેવ જેહને નમે, દરશન દીઠે દુઃખ ઉપસમે ॥ જે અતીત અનાગત વર્તમાન, તે જિનવર વંદુ વરપ્રધાન ॥ ૨ ॥ અરિહંતે વાણી ઉચ્ચરી, ગણધરેં તે રચના કરી ॥ પીસ્તાલી આગમ જાંણીયેં, અર્થ તેહના ચિત્તે આંણીયેં ॥ ૩ ॥ ગઢ ગિરનારની અધિષ્ઠાઈકા, જિનશાસનની રખવાલીકા ॥ સમરૂં સાદેવી અંબીકા, મુની ઊદયરત્ન સુખ દાઈકા ॥ ૪ ॥ ઇતિ.



## ॥ अथ श्री महावीर जिन स्तुति ॥

કલ્યાણ મંદિર સુગુણ સુંદર, જિનવર જગદાધાર ॥ સંસાર દાવાનલ સમાવા, જગમાં જે જલધાર ॥ સિદ્ધિ બુદ્ધિદાતા, જગ વિખ્યાતા, સોવન વન્ન શરિર ॥ મહાલાભ જાણી ભાવ આંણી, વંદો શ્રી મહાવીર ॥ ૧ ॥ અષ્ટકર્મ જીપક ભુવન દીપક, કેવલ કમલાકંત ॥ જગ બંધુ કરૂણા સિંધુ, બોધક અવિરોધી અરિહંત ॥ જસુ ધ્યાંન ધરતા ભક્તિ કરતા, ભુવની પાતક જાય ॥ ત્રૈલોકમાંહી મન ઉછાહી, વંદુ તે જિનરાય ॥ ૨ ॥ સંદેહ પાખી સંઘ શાખી, ભાખી શ્રી ભગવંત ॥ ગણધર સાર વિચાર જોઈ, સૂત્ર

ગુંથી ગુણવંત ॥ સંસાર મૂલ વિછેદ, કારક કર્મ નિવારક જેહ ॥ ભવીજન ભક્તિ એક ચિત્તે, આરાધોની તેહ ॥૩॥ અતિ ચપલનિ સૂકુમાલ, શોભિત લોચન લાલ વિશાલ ॥ સાસન દેવી સદા સેવી, આપે મંગલ માલ ॥ સુધી જન ભૂષણ રહિત દુઃષણ, શ્રીમેઘરત્ન મુણિંદ ॥ તસ શીષ્ય અમરરત્ન, સેવક ઊદક રત્ન સુખ કંદ ॥ ૪ ॥ ઇતિ.

## ॥ अथ श्री एकादशी स्तुति ॥

॥ નેમીસરને શ્રી નારાયણ, પ્રશ્ન કરે પાય વંદીજી ॥ સકલ પર્વમાં જેહ મહાફલ, તે મુજ કહો આણંદીજી ॥ જિન કહે એક મૌન એકાદશી, વર્ષો વર્ષ આરાધોજી ॥ ચઊવિહાર ઉપવાસ પોસહશું, તે શિવ સંપદ સાધોજી ॥ ૧ ॥ દશ ખેત્રે પાંચ પાંચ કલ્યાણક, સર્વ મલી પંચાશજી ॥ તિહું કાલે તે ત્રિગુણ કરતાં, થાયે દોઢશો વિલાસજી ॥ માઘશિર સુદિ એકાદશીને દિને, તે જપમાલી ગણિયેંજી ॥ સંપદ સઘલી સન્મુખ થાયે, આપદસવિ અવ ગણિયેંજી ॥ ૨ ॥ પ્રતિમા જ્ઞાન પૂજા ઉપગરણાં, પ્રત્યેકે અગીઆરજી ॥ ફૂલ પકવાન મેવા બહુ ઢોવા, સામીવત્સલ સારજી ॥ ગુરૂ વચને ઈમ મૌન એકાદશી, ઊજમણું જે કરશેજી ॥ સુવ્રત શ્રેષ્ટિ તણીપરે તે નર શિવકમલા સુખ વરશેજી ॥ ૩ ॥ દેવ દેવી જે સમ્યક દષ્ટિ, શાસન સાન્નિધ્ય કારીજી ॥ સંઘના સકલ સમીહિત પૂરો, દોહગ દુઃખ નિવારીજી ॥

એકાદશી તપ આરાધકને, મન કામિત સુખ આપોજી ॥ હંસ કહે શ્રી જિન આણામાં, મન ભવિ થિર કરી થાપોજી ॥ ૪ ॥ ઇતિ.

## ॥ अथ श्री पर्यूषण स्तुति. ॥

પર્વ પજૂસણ સર્વ સજાઈ, મેલવીને આરાધોજી ॥ દાન શીલ તપ ભાવને ભેલી, સફલ કરો ભવ લાધોજી ॥ તતક્ષણ એહ પર્વથી તરીયે, ભવ જલ જેહ અગાધોજી ॥ વીરને વાંદી અધિક આણંદી, પૂજી પુણ્યે વાધોજી ॥ ૧ ॥ ઋ-પભ નેમ શ્રીપાસ પરમેસર, વીર જીણેસર કેરાંજી ॥ પાંચ કલ્યાણક પ્રેમેં સુણીયે, વલી આંતરા અનેરાજી ॥ વીશે જિનવરના જે વારૂ, ટાલે ભવના ભેરાજી ॥ અતીત અના-ગત જિનને નમીયે વલી વિશેષે ભલેરાજી ॥ ૨ ॥ દશા-શ્રુત સિદ્ધાંત માંહેથી, સૂરિવર શ્રી ભદ્ર બાહુજી ॥ કલ્પ સૂત્ર એ ઊદ્ધરી સંઘને, કરી ઉપગાર જે સાહુજી ॥ જિ-નવર ચરિત્રને સામાચારી, થીરાવલી ઊમાંહોજી ॥ જા-ણી એહની આણ જે વેહેશે, લેશે તે ભવ લાહોજી ॥ ૩ ॥ ચઊથ્થ છઠ્ઠ અઠ્ઠમ અઠાઇ, દશ પંદર ને ત્રીશજી ॥ પીસ્તાલીશ ને સાઠ પંચોતેર, ઈત્યાદિક સુજગીશજી ॥ ઊ-પવાસ એતા કરી કરી આરાધે, પર્વ પજૂસણ પ્રેમજી ॥ શાસન દેવી વિઘ્ન તસુ વારે, ઉદય વાચક કહે એમજી ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ अथ मोहराजा वर्णन छंद. ॥

॥ ભુજંગ પ્રભાત છંદ ॥ બેટીસેં વિલુદ્ધો જુવો બાપ હુતો, સાવિત્રી સનેંહેં વિધાતા વિગુતો ॥ લુંડીનીપરે લોપિને લોક લજ્જા, તુને હું નમું છું ભલા મોહરાજા ॥ ૧ ॥ વૃંદાવનમાં ગોપી નારી વિહારી, કંદ બે ચઢયા ચીર ચોરી મુરારી ॥ કુબજા ભજી પ્રીતિસેં મુકિ માજા- તુને ॥ ૨ ॥ ભુલો ભીલડીને બલેં ઈશ ભોલો, નાચ્યો નગ્ન રૂપે ધરી ચિત્ત ચોલો ॥ નવ નિત્ય ચંડી કરે છે તબાજા ॥ તુને ॥ ૩ ॥ રહ્યો રામ સીતા રસેં રૂપે વાહયો, ખેંચી બાણુને મૃગની પુઠે ધાયો ॥ પ્રિયા કાજ બાંધી પારાવાર પાજા ॥ તુને ॥ ૪ ॥ અહો ઈંદ્રિ અહલ્યા તણે રૂપ મોહયો, દઈ શ્રાપને ગૌતમે તે વિગોવ્યો ॥ કરી ના- રી માંજારને કહયો જાજા. ॥ તુને ॥ ૫ ॥ પારાસર નામે થયો માહા જોગી, સુતા માછલી નાવમાં જેણે ભો- ગી ॥ સુકદેવ જોતાં રહ્યા નહિ સાજા ॥ તુંને ॥ ૬ ॥ ઋષિ જમદગ્નિ વરી રેણુકાને, પરશુરામ પેદા કરયા એકતાનેં ક્ષત્રી ખેસવાને કરયાં યુદ્ધ ઝાઝાં ॥ તુને ॥ ૭ ॥ રસે રો- હીણીસેં રમ્યો ચંદ્ર પોતે, થયો ખીણુ રૂપી કલા આપ ખોતે ॥ આલોચી પુરાણે જુવો કામ આઝા ॥ તુને ॥ ૮ ॥ કહીએ શું ઘણું તો નહી મૂલ સાજુ, દેવી દેવની વાત કહેતાં હું લાજું ॥ જગ લોક જુઠા કરે છેદી વાજા ॥ તુને ॥ ૯ ॥ રખે દેવ ચીડી તણો દોષ દેતા, વેદ વ્યાસ પોતે ગ- યા છે વિગોતા ॥ વિના જૈન ટાલી નથી કોઈ ચોખા, ધ-

રો મન માંહે રખે રેખ ધોખા ॥ તુને ॥ ૧૦ ॥ જોતાં નારીથી જે રહે કોઈ અલગો, તજી સર્વને તેહને પાય વ- લગો, ॥ ઉદયરત્ન ભાંખે નમોનાથ તેહ, સદા સુંદરીથી રહે દુર જેહ ॥ તુને ॥ ૧૧ ॥

---

## ॥ अथ श्री शोल सतीनो छंद. ॥

આદીનાથ આદે જિનવર વંદી, સફલ મનોરથ કી- જીયેએ ॥ પ્રભાતે ઉઠી માંગલિક કામે, શોલ સતીનાં નામ લીજીગેએ ॥ ૧ ॥ બાલકુમારી જગહિતકારી, બ્રાહ્મી ભરતની બેહેનડીએ ॥ ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે, શો- લ સતી માંહિ જે વડીએ ॥ ૨ ॥ બાહુબલ ભગિની સતીય શિરોમણી, સુંદરી નામે ઋષભ સુતાએ ॥ અંક સ્વરૂપી ત્રિભોવન માંહે, જેહ અનુપમ ગુણ જુતા- એ ॥ ૩ ॥ ચંદનબાલા બાલપણાથી, શીયલવતી શુદ્ધ શ્રાવિકાએ ॥ અડદના બાકુલા વીર પ્રતિ લાભ્યા, કેવલ લ- હિ વ્રત ભાવિકાએ ॥ ૪ ॥ ઉગ્રસેન ધુઆ ધારિણી નંદન, રાજિમતિ નેમ વલ્લભાએ ॥ જોબન વેશે કામને જીત્યો, સંજમ લેઈ દેવ દુલ્લભાએ ॥ ૫ ॥ પંચ ભરતારી પાંડવ નારી, દ્રુપદ તનયા વખાણીએ ॥ એકશો આઠે ચીર પૂરાણાં, શીયલ મહિમા તસ જાણીયે એ ॥ ૬ ॥ દશરથ નૃપની નારી નિરૂપમ, કૌશલ્યા કુલ ચંદ્રિકાએ ॥ શીયલ સલૂણી રામ જનેતા, પુણ્ય તણી પ્રનાલિકાએ ॥ ૭ ॥ કોશંબિક

હામેં સંતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજિયોએ ॥ તસ ઘર ઘરણી મૃગાવતી સતી, સુરભુવને જશ ગાજિયોએ ॥ ૮ ॥ સુલસા સાચી શીયલે ન કાચી, રાચી નહી વિપયા રસેંએ ॥ મુખડુ જોતાં પાપ પલાએ, નામ લેતાં મન ઉલસેએ ॥ ૯ ॥ રામ રઘુવંશી તેહની કામિની, જનક સુતા સીતા સતીએ ॥ જગ સહૂ જાણે ધીરજ કરતાં, અનલ શીતલ થયો શીયલથીએ ॥ ૧૦ ॥ કાચે તાંતણે ચાલણી બાંધી, કૂવા થકી જલ કાઢીયુંએ ॥ કલંક ઉતારી સતીય સુભદ્રા, ચંપા બાર ઉઘાડીયુંએ ॥ ૧૧ ॥ સુરનર વંદિત શીયલ અખંડિત, શીવા શીવપદ ગામિનીએ ॥ જેહને નામે નિર્મલ થઈયેં, બલિહારી તસ નામનીએ ॥ ૧૨ ॥ હસ્તી નાગપુરે પાંડુરાયની, કુંતા નામે કામિનીએ ॥ પાંડવ માતા દસે દસારની, બેહેન પ્રતીવ્રતા પદ્મનીએ ॥ ૧૩ ॥ શીયલવતી નામે શીલવ્રત ધારિણી, ત્રિવિધે તેહને વંદીએ એ ॥ ૧૪ ॥ નિષિધા નગરી નલહ નરિંદની, દમયંતી તસ ગેહિનીએ ॥ સંકટ પડતાં શીયલજ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહનીએ ॥ ૧૫ ॥ અનંગ અતીતા જગજન પૂજિતા, પુષ્પ ચુલાને પ્રભાવતીએ ॥ વિશ્વ વિખ્યાતા કામિત દાતા શોલમી સતી પદમાવતીએ ॥ ૧૬ ॥ વીરે ભાખી શાસ્ત્રે સાખી, ઉદયરત્ન ભાંખે મુદાએ ॥ વાહાણવાતાં જે નર ભણશે, તે લેશે સુખ સંપદાએ. ૧૭ ॥ ઈતિ



## ॥ अथ मंगल चार ॥

॥ સિદ્ધાર્થ ભૂપતિ શોહે ક્ષત્રિયકુંડે, તસ ઘેર ત્રિશલા કામિનીએ ॥ ગજવર ગામિની પોઢીય ભામિની, ચઊદ સુપન લહે જામિનીએ ॥ ત્રુટક ॥ જામિની મધ્યે શોભતાંરે, સુપન દેખે બાલ ॥ મયગલ ઋષભને કેસરી, કમલા કુસુમની માલ ॥ ઈંદુ દિનકર ધ્વજા સુંદર, કલશ મંગલરૂપ ॥ પદ્મ સરજલ નિધિ ઊત્તમ, અમર વિમાન અનૂપ ॥ રત્નને અંબાર ઊજવલ, વન્હિ નિર્ધુમ જ્યોત ॥ કલ્યાણ મંગલકારી માહા કરત જગ ઊદ્યોત ॥ ચઊદ સુપન સૂચિત વિશ્વ પૂજિત, સકલ સુખ દાતાર ॥ મંગલ પેહેલું પેહેલું બોલીએએ, શ્રીવીર જગદાધાર ॥ ૧ ॥ મગધ દેશમાં નયરી રાજ ગૃહી, શ્રેણિક નામે નરેશરૂએ ॥ ધનવરગોવર ગામ વસે તિહાં, વસુ મૂતિ વિપ્ર મનોહરૂએ ॥ ત્રુટક ॥ મનોહરૂ તસ માનિની, પૃથ્વી નામે નાર ॥ ઈંદ્રિભૂતિ આદેઅ છે, ત્રણ પુત્ર તેહને સાર ॥ યક્ષ કર્મ તેણે આદર્યું, બહુ વિપ્રને સમુદાય ॥ તેણે સમે તિહાં સમે સર્યા, ચોવીશમા જિનરાય ॥ ઉપદેશ તેહનો સાંભળી, લીધો સંજમ ભાર ॥ અગીયાર ગણધર થાપીયા, શ્રી વીરે તેણીવાર ॥ ઈંદ્રિ ભૂતિ ગુરૂ ભગતે થયો, માહા લબ્ધિનો ભંડાર ॥ મંગલ બીજું બોલીયે, શ્રી ગૌતમ પ્રથમ ગણધાર ॥ ૨ ॥ નંદ નરિંદનો પાડલી પુરવરેં, સકડાલ નામે મંત્રીસરૂએ ॥ લાછલદે તસનારી અનુપમ, શીયલવતી બહુ સુખ કરૂએ ॥ ત્રુટક ॥ સુખ કરૂ સંતાન નવદોય, પુત્ર પુત્રી સાત ॥

શીયલવંતમાં શિરોમણિ, થુલીભદ્ર જગ વિખ્યાત ॥ મોહવસેં વેશ્યા મંદિર, વસ્યા વર્ષ બાર ॥ ભોગ ભલીપેરે ભોગવ્યા, તે જાણે સહુ સંસાર ॥ શુદ્ધ સંજમ પામી વિષય વામી, પામી ગુરૂ આદેશ ॥ કોશ્યા આવાસે રહ્યો નિશ્ચલ, ડગ્યો નહીં લવલેશ ॥ શુદ્ધ શીયલ પાલે વિષય ટાલે, જગમાં જે નરનાર ॥ મંગલ ત્રીજું બોલીયે, શ્રી થુલીભદ્ર અણગાર ॥ ૩ ॥ હેમ મણિ રૂપ મય ઘડિત અનુપમ, જડિત કોશીસાં તે જે ઝગેએ ॥ સુરપતિ નિર્મિત ત્રણ ગઢ શોભિત, મધ્યે સિંહાસન ઝગમગેએ ॥ ત્રુટક ॥ ઝગમગે જિન સિંહાસને એ, વાજીંત્ર કોડા કોડ ॥ ચાર નિકાયના દેવતા, તે સેવે બેહુ કરજોડ ॥ પ્રાતિહારજ આઠ શુંરે ચોત્રીશ અતિશયવંત ॥ સમવસરણે વિશ્વ નાયક, શોભે શ્રી ભગવંત ॥ સુરનર કિન્નર માનવી, બેઠી તે પર્ષદા બાર ॥ ઉપદેશ દે અરિહંતજી, ધર્મના ચાર પ્રકાર ॥ દાન શીયલ તપ ભાવનારે, ટાલે સઘલો કર્મ ॥ મંગલ ચોથુ બોલીયે, જગમાંહે શ્રી જિન ધર્મ ॥ એ ચાર મંગલ ગાવશે જે, પ્રભાતે ધરી પ્રેમ ॥ તે કોડી મંગલ પામશે, ઉદય રત્ન ભાંખે એમ ॥ ૪ ॥ ઈતિ.



## ॥ अथ भीडभंजन पार्श्वनाथनो छंद. ॥

॥ ઝુલણા છંદ પ્રભાતી ॥ ભીડભંજન પ્રભુ ભીડભંજન સદા, નહિ કદા નિષ્ફલ થાય સેવા ॥ ભવિજન ભાવશું ભજન માંહી ભજે,, પરમપદ સંપદા તખત લેવા

॥ ૧ ॥ કાશી વણારસી જિનપદ પુરેજ્યો, વામા અશ્વસેન સુતવિશ્વ દીવો ॥ સેઢી વાત્રક તટે ખેટક પુર તપે, કલ્પની કોડ કૃપાલ જીવો ॥ ૨ ॥ ભીડભવ ભિત્તિ ભય ભાવઠ ભંજણો, ભક્તિજન રંજણો ભાવે ભેટયો ॥ આજ જિનરાજ મુજ કાજ સિદ્ધાં સવે, મોહ રાજાનો માન મેટયો ॥ ૩ ॥ કોટી મન કામના સુજશ બહુ ઠામના, શિવ સુખ ધામના આજ સાધ્યાં મંગલ માલિકા આજ દીપાલિકા, મુજમન મંદીરે મોજે વાધ્યા ॥ ૪ ॥ પાઠ કેં ઠાઠમેં કાર્ત્તિવદ આઠમે, સત્ર અઠયોત્તરે પાસ ગાયો ॥ ઉદય નિજ દાસની એહ અરદાસ સુણિ, હિતધરી નાથજી હાથ સાહ્યો ॥ ૫ ॥ ઈતિ.



## ॥ अथ श्री रत्नसुरीश्वर छंद. ॥

॥ ખેટકપુર નિવાસી શ્રીપૂજ્ય મહારાજ ॥

॥ ત્રોકટ છંદ ॥ શ્રી ગૌયમ ગણધર પાયે નમી, ગુરૂ ગુણ થુણવા મુજ મનરમી ॥ પાંચે ઈંદ્રીઓ જેણે લેં દમી; મધુરી ગુરૂવાણી અમૃત સમી ॥ ૧ ॥ શ્રી પુજ્યોદય રત્ન સૂરેંદ્ર તણા, ગુણ ગાતાં થાયે લાભ ઘણા, સુખ સંપતની નવી રહે મણા, ભવીયણ તમે સેવો મરયણ દીણા ॥ ૨ ॥ અઢાર અઠ્ઠાવને જન્મ સુણ્યો, જાણી આણું નગર તે ધન્ય ગણો ॥ ઉસવંત પિતા સરીમલ થુણો, લીલાદેવી પૂત છે તેહતણો ॥ ૩ ॥ વરશેં શોલે સંયસરી, અઠ્ઠાઈ મોછવ હરષ ભરી ॥ માહશુદ પંચમી સુરી પદવી ધરી, ભવી ભાવે સુણો સીદ્ધાંત વરી ॥ ૪ ॥ ભય ભાવગ્ર

ભીડ વિઘ્ન હરે, સાયણી ડાયણી સવી દુરેટલે ॥ દુરજન અ-
હીં સિહજે દીઠે ડરે, ગુરૂ નામથી લક્ષ્મી શું આવી વરે
॥ ૫ ॥ જેણે ગામ નગર ચોમાસુ રહ્યા, તે દેશ ત-
ણા ભય દુરે ગયા ॥ શ્રી પાર્શ્વ મંત્રના સ્તવન
કહ્યા, તેણથી ભય સહુ વિસરાલ થયા ॥ ૬ ॥ ભીડભંજન
પાસ જીણુંદ તણી, શેવા ફલદાયક રીધ ઘણી ॥ દેશના
પૂજ્યની એહવી સુણી, સવીસંઘ પુજે બહુ ભક્તિ ભણી
॥ ૭ ॥ પદ્માવતી નવ નવરૂપ ધરી, નિત્ય વંદવા આવે
હરખ ભરી ॥ તેણે તપગચ્છ મહિમા અધિક કરી, તેથા
સદ્ગુરૂની કિરત્તી વિસ્તરી ॥ ૮ ॥ માણિભદ્ર સદા સાનિધ્ય
કરે, ચક્રેશ્વરી સંકટ કોડ હરે ॥ ગુરૂરાય તણી શિર આંણ
ધરે, તેહનાં મનવંછીત કાજ સરે ॥ ૯ ॥ પાટે સુંણેદ્ર
રત્ન સુરતણે, પ્રતાપે દીન કર જીમ તેજ ઘણે ॥ ચૌદ વિઘા
ગુરૂ વેગે ભણે, સાયર જગ ગુરૂજી ગંભિર પણે ॥ ૧૦. ॥
મંન રંગે સોહગનાર મલી, ગુરૂના ગુણ ગાવે થઈ રૂલી ॥
ભગતે ગુરૂ વંદે વલીય વલી, જિમ થાયે આશા સહુ સફલી
॥ ૧ ॥ અહોનીશ ગુરૂજીનું નામ જપે, કમ આઠ સહિત
સવેગે ખપે ॥ ચંદ્ર સૂરજની પરે તેજ જપે, નવ નીધી
ગુરૂ નાંમે ગેહ થપે ॥ ૧૨ ॥ સદ્ગુરૂ ગુણ એહ છત્રીશ
ધરો, શ્રી પુજ્યોદયરત્ન સુરીશ્વર પ્રવરો, સેવક મનવં-
છીત દેવતરો, શ્રી તપાગચ્છ ઊદ્યોત કરો ॥ ૧૩ ॥
ખેટકપુર રહી, સુભ ધ્યાને અણસર લીયો સહી
વદ એકાદશી દિવસ કહી, અઢારસેં નેઊએ સ્વર્ગ લહી ॥

॥ ૧૪ ॥ શેઢીય નદી ઉપકંઠ જીહાં, પૂજાયે છે તે શુભ તીહાં ॥ દીપ ધુપ કુશમ નૈવધ ગ્રહ્યા, પુજવા ભવિયણ તિહાં હરખ ભયા ॥ ૧૫ ॥ આદિતવાર દિન મેલો મલે, શેઢી વાત્રક જીહાં દોય ભલે ॥ શુભ દેખંતાં પાતીક ગલે, મંન વંછીત ઈછીત સર્વે ફલે ॥ ૧૬ ॥ ખેટકપુર પુજાય સહી, ઘૃત દીપક જ્યોત અખંડ થઇ, વિધ વિધ પુષ્પે શું ગરકાવ ભઈ, અંગુરૂ પુજે છે આનંદમઈ ॥ ૧૭ ॥ એં-ણીપેરે ગુરૂગુણ તણા સ્તવના, ભાવી જે જે સુદ્ધ મને ભં-જના ॥ એ ગુરૂજી આરાધોને એક મંન, સુખ સોહાગ છીને લીલ ધન ॥ ૧૮ ॥ ઈંદ્રિય પુરે આનંદ ભરે, ગુરૂ-રાય તણી શિર આંણુ ધરે ॥ લાભે મનમાં આનંદ લહયો, એમ ત્રોટક નામા છંદ કહયો ॥ ૧૯ ॥ ઇતિ.

—*—

## ॥ अथ सझायो प्रारंभ ॥

### ॥ अथ दाननी सझाय ॥

॥ દેશી કાછઆની ॥ ચોત્રીસેં અતિસયવંત, સમવ-શરણે હો બેસી જગગુરૂ ઉપદેશો અરિહંત, દાંનતણા ગુણ હો પેહેલે સુખ કરૂ ॥ ૧ ॥ દાંને દોલત દાતાર, દાંને ભાગે હો ભવનો આંમલો ॥ દાંનના પંચ પ્રકાર, ઊલટ આણી હો ભવિયણ સાંભળો ॥ ૨ ॥ પહેલું અભય શું દાંન, દ-યાહેં તેહો નિજ તનું દીજીયે ॥ જીમ મેઘરથ રાજંન, જીવ સવેને હો નિરભય કીજીએ ॥ ૩ ॥ બીજું દાન સૂપાત્ર,

સત્તર ભેદહો સંયમ જે ધરે ॥ નિર્મલ જિન ગુણ ગાત્ર, ત્રણીમણિ કાંચણ હો અદત જે પરિહરે ॥ ૪ ॥ અસનાદીક સુવિચાર, હેજે દીજે હો હાજર જો હોવે ॥ જીમ સાલિભદ્ર કુમાર, સુપાત્ર દાંને હો માહ સુખ ભોગવે ॥૫॥ અનુંકંપાદાંન વિસેષ, ત્રીજી દેતાં હો પાત્ર ન જોઇયે ॥ અનનો અરથી દેખ, તેહને આપી હો પુન્યવંત હોઇયે ॥૬॥ ધન પાંમીસ સ્નેહ. અવસર આવે હો નાત્ય જે પોષિયે ॥ ઊચિત ચોથું એહ, સ્વજન કુટંબે હોજે સંતોષિયે ॥૭॥ પાંચમુ કિરત્ત દાંન, જાચક જનને હો જે કાંઈ આપીયે ॥ વાધે તિણે જશવાન, જગમાં સઘલે હો ભલપણ થાપીયે ॥ ૮ ॥ પાંમી ચિત્ત વિતપાત્ર, તેહને આપી હો અવિચલ સુખ લહો ॥ દાન દેતાં ક્ષિણમાત્ર, વિલંબ ન કીજે હો ઊદયરત્ન કહે ॥ ૯ ॥ ઇતિ.



## ॥ अथ शीयलनी सझाय ॥

॥ જનની મન આસ્યા ઘણી એ દેશી ॥ શિયલ સમુ વ્રત કોયે નહીં, શ્રી જિનવર ભાખે ॥ સુખ આપે જે સાશ્વતાં, દુરગત્ય જે પડતાં રાખે ॥ શિ ॥ ૧॥ વ્રત પચ્ચખાણ વિના જુઓ, નવ નારદ જેહ ॥ એકજ શિયત તણે બલે, ગયા મુગત્તે તેહ ॥ ૨ ॥ સાધુ અને શ્રાવક તણી, વ્રત છે સૂખ દાઈ ॥ પણ શિયળ વિના વ્રત જાણજ્યો, કૂકસ સમ ભાઈ ॥ શિ ॥ ૩ ॥ મૂળ

વિના તરૂવર જેસ્યો, ગુણુ વિના લાલક બાંન ॥ શિયલ વિના વ્રત એહવા, બોલે શ્રી વર્દ્ધમાન ॥ શિ ॥ ૪ ॥ નવ વાડે જે નિરમલું, પેહેલુ શિયલ ધરજ્યો ॥ ઉદયરત્ન કહે પુંઠે, વ્રતનો ક્ષય કરજ્યો ॥ શિ ॥ ૫ ॥ ઈતિ ॥

—+*+—

## ॥ अथ पार्श्वनाथनी आरती. ॥

॥ જે જે આરતી પાસજીણંદા, પ્રભુ મુખ શોભે પુનમચંદા ॥ દાયે પેહેલી આરતી અગર કપુરા, ઝગમગ ઝગમગ જ્યોત સલુણા ॥ જે ॥ દાયે બીજી આરતી પાસ પ્રભુની, સઉ મલી કરે દેવ સલુણી ॥ જે ॥ દાયે આરતી કીજે અતિ ઉઝમાલ, જલહલ જલહલ ઝાક જમાલ ॥ જે ॥ દાયે મોહન મુરત નવ કરમાંન, લીલોપમ શોભે લીલે વાણુ ॥ જે ॥ દાયે નવ નવ નાટક ચમર ભુંગળ ભેરી, ચમર ધારે મરદંગ ભેરી ॥ જે ॥ દાયે વમાકે સુત મંન વસીયા આરતી કરતાં પ્રભુ મંન વસીયા ॥ જે જે આરતી પાસ જીણંદા ઈતિ.



## ॥ मंगळ दीवो. ॥

॥ ગંહમનો હર મંગળીક વાગે, સાંભલાં સવી સંકટ ભાગે ॥ જે ॥ દાયે આરતી આરતી ધુપની માલા, મંગલ મંગલ દીપ વધાવ ॥ જે ॥ દાયે ખેટકપુર ( ખેડા )

માં ધન પ્રભુવાસી ખીજમત આપો સકીત્તવાસી ॥ જે ॥ દાગે ધુપ દીપ ધરતાં પ્રભુ આવે, પદમ ઉદે પ્રભુતાં જાવે ॥ જે ॥ જે જે આરતી પાસ તમારી, ચરણ કમલકી જાઉં બલીહારી ॥ જે જે આરતી પાસ જીણંદા ઈતિ.

**इति श्री महान उदयरत्न कृत संग्रह समाप्त.**

---

## આ લઘુ પુસ્તકને જે સદગ્રહસ્થોએ પ્રથમથી આશ્રય આપ્યો છે તેઉ સાહેબોનાં નામ.

ખેડા.

૫ શ્રી. જૈનોદય સભા તરફથી

૫ શા. સુરચંદ ડાહ્યાભાઈ પ્રમુખ.

૨ શા. છગનલાલ હિમત પ્રમુખ

૨ શા. ભીખાભાઇ નરોતમ ટ્રેઝરર.

૨ શા. ભીખાભાઈ સુરચંદ.

૨ શા. સકરાભાઈ અમીચંદ.

૨ શા. મગનલાલ દામોદરદાસ

૨ શા. લલુ હિમત.

૨ શા. ચુનીલાલ મલુકચંદ.

૨ શા. વીરચંદ ચતુર.

૨ શેઠ. નરોતમ માનચંદ.

૧ ,, કુંવરસી રતનસી.

૧ શા. ડાહ્યાભાઈ ફતેચંદ.

૧ શા. જેસંગ રાયચંદ.

૧ શા. બહેચર લલુભાઈ.

૧ શા. પરસોતમ કાસોર.

૧ શા. ચુનીલાલ મુળજી.

૧ શા. નાનચંદ તલકચંદ.

૧ શા. મગનલાલ સાંમળદાસ

૧ શા. મથુર પરસોતમદાસ.

૧ શા. મોહનલાલ પરસોતમ દાસ.

૧ શા. અમથા વણારસી.

૧ શા. લીકમલાલ દેવચંદ.

૧ શા. દામોદરદાસ કસ્તુર.

૧ શા. વીરચંદ લાલચંદ.

૧ શા. મથુર ખેમચંદ.

૧ શા. વાડીલાલ ખેમચંદ.

૧ શા. ભઈલાલ હરગોવન.

૧ શા. છગનલાલ પાનાચંદ.
૧ શા. ઉમેદ ઓતમ.
૧ શા. નાગરદાસ હિમત.
૧ શા. જેસંગ પાંનાચંદ.
૧ શા. તીકમલાલ લલુ.
૧ શા. ડાહ્યાભાઈ નાગર
૧ શા. અચરતલાલ મોહોલાલ હા. નાથાલાલ.
૧ શા. સાંકળચંદ તલકચંદ.
૧ ભટ. નાથાલાલ સુખરાંમ.
૩ શા. નગીનસુરચંદતરફથી
૨ શા. માણેકલાલ ઉજમલાલ વકીલ અમદાવાદ
૧ શા. પ્રેમચંદ ફતેચંદ અમદાવાદ.

**ધોળેરા.**

૧૦. શ્રી જૈન શુભેચ્છક ટોળીના મંત્રી શા. ચતુર મુળચંદ.
૧૦ શા. ડાહ્યાભાઈ લખમીચંદ.
૨ બાબરીઆ ચુનીલાલ તલકસી.
૫ શ્રી જૈનજ્ઞાન ઈચ્છક સભાના મંત્રી શા. હરજીવન મુળચંદ.

**સુરત.**

૫ શા. માણેકલાલ ઝવેરદાસ

**ધુળીઆ.**

૫ શેઠ. સખારામ દુલભદાસ.

**પાટણ.**

૫ શા. ઉતમચંદ વીરચંદ

**વડોદરા.**

૪ શા. ગલાબચંદ ઈશ્વર.
૧ શા. મગનલાલ પુંજાવંત.

**વળા.**

૫ શ્રી જૈનધોત્તક સભાના મંત્રી શેઠ કલ્યાણજી નરસિંહ.

**મેસાણા.**

૨ શા. છગનલલ ડોસાભાઈ.

**વસો.**

૫ ભાવસાર. નાથાલાલ ભુખણ
૧ ,, આશારામ ભુખણ.

**દેવા.**

૧ શા. મોતીચંદ હીરાચંદ.

**સોજીંત્રા.**

૧ શા રાયચંદ બાપુજી.

**પેટલાદ.**

૧ શા. પાનાચંદ લાલચંદ.
૧ શા. છોટાલાલ મુળચંદ.

**ઈડર.**

૧ શા. રાયચંદ પ્રેમચંદ.

**અમરેલી.**

૨ શ્રી જૈન બાલજ્ઞાન વર્દ્ધક સભા હા. વીરચંદ જીવા.

**મોરબી.**

૩ શ્રી જૈનશાળા તરફથી.
૧ મેતા માધવજી માવજી..

**અમદાવાદ.**

૨ શા. મનસુખભાઈ ગોકળ
૨ શા. મગનલાલ જમનાદાસ
૨ શા. ડાહ્યાભાઈ દીપચંદ.
૨ શા. મયાચંદ પ્રેમચંદ
૧ શા. ભોગીલાલ મગન.
૧ શા. મોહનલાલ ખેમચંદ.
૧ શેઠ. લાલભાઈ ફકીરભાઈ.
૧ ઝવેરી. ચંદુલાલ લલુભાઈ.
૪ શા. લલુભાઈ દોલતચંદ. તરફથી.
૧ શા. બાલાભાઈ નથુભાઈ.
૧ શા. જેસંગ તારાચંદ.
૧ શા. હઠીસંગ નગીનદાસ.
૫ શ્રી. લઘુબોધ જૈનધર્મ પ્રવર્તક સભા તરફથી.
૨ શા. હરીલાલ મગનલાલ સેક્રેટરી.
૧ શા. નેમચંદ ચુનીલાલ.જો. સેક્રેટરી.
૧ શા. મુળચંદ જેસંગભાઈ. ટ્રેઝરર.
૧ શા. ચકુ બહેચર.
૧ શા. હીરાલાલ હરગોવનદાસ
૧ શા. ટોકરસી મગનલાલ.

બાકીનાં નામ વેલાસર નહિ મલવાથી દાખલ થઈ શકયાં નથી.

આ લઘુ પુસ્તકમાં જે કંઈ ભુલ ચુક હોય તે સુગ્ન સજ્જન સુધારીને વાંચશે.

આ લઘુ પુસ્તક કોઈ પણ જૈન ધર્મની સભામાં જોઈતું હશે તો તેને અડધી કિંમતે આપવામાં આવશે.

**લી. શા. વાડી[redacted]ભાઈ.**

તથા.

**શેઠ. શોભાભાઈ પો[redacted]**

# જાહેર ખબર.

આ ઉપરથી સરવે લોકોને ખબર આપવામાં આવે છે કે હરેક જૈનધર્મનાં પુસ્તકો અમારી શ્રી જૈનોદય સભાના સેક્રેટરી પાસેથી રોકડી કીંમતે મળશે તથા આ શિવાય આ ચોપડીઓ નીચેને ઠેકાણેથી મળશે.

**ભાવનગર**—શ્રી જૈનધર્મ પસારક સભાના મંત્રી શા. અમરચંદ ઘેલાભાઈ પાસેથી મળશે.

**અમદાવાદ**—શા. મનસુખભાઈ ગોકલભાઈ ઠે. ડહીઆ પોળમાં મળશે.

**મુંબાઇ**—શા. ભીમસીંહ માણેક પાસેથી મળશે ઠે. માંડવી બંદર.

**ખેડામાં**—શ્રી જૈનોદય સભાના સેક્રેટરી સોમચંદ પાનાચંદ ઠે. સેઠવાડામાં મળશે તથા નીચે સહી કરનાર પાસેથી.

શા. ચુનીલાલ ડાહ્યાભાઈ ઠે. પાંચ હાટડીમાંથી.

**શા૦ વાડીલાલ ડાહ્યાભાઇ.**
શ્રી જૈનોદય સભાના ખાસ સેક્રેટરી.

